શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજી ગ્રંથમાળા—ગ્રંથાંક ૧૯-૫૪

શાસ્ત્ર વિશારદ યોગનિષ્ટ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી
વિરચિત

# ગહુંલી સંગ્રહ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડલ.

હા વકીલ મોહનલાલ હીમચંદ

પાદરા.

આવૃત્તિ ભાગ–૧ ચોથી ભાગ–૨ બીજી

પ્રત ૧૫૦૦

વીર સંવત ૨૪૫૪] વિ સં ૧૯૮૪ [ઈ સ ૧૯૨૮

કીમત રૂ. ૦-૧૨-૦

ગ્રન્થ મળવાનું ઠેકાણું:—

૧ વકીલ મોહનલાલ હીમચંદ, પાદરા (ગુજરાત).

૨ શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડલ,

ત્રાંબાકાંટા–મુંબાઈ.

અમદાવાદ–સલાપોસ રોડ,

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# નિવેદન

આ ગ્રન્થના પહેલા ભાગની ત્રણ આવૃત્તિઓ ખપી જવાથી અને માગણી ચાલુ હોવાથી આ ચોથી આવૃતિ બહાર પાડવાનો શુભ પ્રસગ પ્રાપ્ત થયો છે તે ઉપરથી ગ્રન્થની ઉપયોગિતા સિદ્ધ થાય છે

આ ભાગમા મહુગત્ ગુરૂવર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વરજી વિરચીત વૈરાગ્ય નીતિ ધર્માચાર આવશ્યક ક્રિયાઓ, સદ્દગુરૂ માહાત્મ, બ્રહ્મચર્ય વિગેરે અનેક આત્મીક તેમજ વ્યવહારિક વિષયો પર રચેલી ગહુલીઓ દાખલ કરવામા આવી છે, તે ઉપરાત મહા-મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી અને શ્રી સ્થુલીભદ્રજી વગેરે મહાન પુરૂષોના ગુણો દર્શાવતી ગુહલીઓ પણ દાખલ કરવામા આવી છે જે દરેક જૈન તેમજ જૈનેત્તર નાના મોટા સ્ત્રી પુરૂષોને અત્યત ઉપયોગિ અને હિતકર હોવાથી તેનો આટલો બહોળો ફેલાવો થઇ શક્યો છે આ ગ્રન્થના બીજા ભાગમા પણ ઉપર મુજબની ઉપયોગી ગુહુલીઓ ઉપરાત નીકટ ઉપકારી ચરમ તીર્થંકર શ્રી વીર પ્રભુની તેમજ ગુણાનુરાગ દ્રષ્ટિથી અનેક મહા-ત્માઓની તેમજ સાધુ મુનિરાજોની તથા પર્વોની અને નવપદની ગુહલીઓ દાખલ કરવામા આવી છે, આ ભાગની પણ પ્રથમા વૃતિ ટુક વખતમા ખપી જવાથી તેની આ બીજી આવૃતિ વાચકો સમક્ષ રજુ કરતા હર્ષ થાય છે

આ ગ્રન્થમાની ગુહલીઓ વાચનાર ભાઈ બહેનો તેમા સમાયેલો બોધ ગ્રહણ કરી આચારમા મુકી આત્મહિત સાધશે એવી ભાવના સહવિરમીયે છીયે

અધિક શ્રાવણ વદી ૫ }
સવત ૧૯૮૪ પાદરા } શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડલ.

## ગુંહલી સંગ્રહ-બીજો ભાગ.

## પ્રથમાવૃત્તિની

# પ્રસ્તાવના.

સંવત્ ૧૯૭૫ ની સાલનુ ચોમાસુ પાદરાના વકીલ મોહનલાલ હિમચંદ વગેરે જૈનસંઘના આગ્રહથી પાદરામા કરવામા આવ્યુ. તે પ્રસગે ભાદરવા માસમા મુબાઈથી માણુસાવાળા શ્રાવક શા વીરચદભાઈ કૃષ્ણાજી વાદવા આવ્યા હતા તેમણે ગુહલીઓ રચવાની વિજ્ઞપ્તિ કરી તેથી આશ્વિન માસમા ગુહલીઓ રચી અને કારતક માસમા વકીલ મોહનલાલ હિમચદે છપાવવા વડોદરા મોકલાવી. પોષ માસમા બીજો ભાગ તૈયાર થઇ ગયો. બીજા ભાગની ગુહલીઓમા મુનિયોના ગુણોની ગુહલીઓ, પર્વોની ગુહલીઓ, પ્રભુ મહાવીર સ્વામિની અનેકાવસ્થાની ગુહલીઓ, ગુણોની ગુહલીઓ, નવપદની ગુહલીઓ વગેરેનો સમાવેશ કરવામા આવ્યો છે બીજા ભાગની ગુહલીઓ કેટલીક ઉદ્ગાર રૂપ અને અનેકનયોની અપેક્ષાવાળી આધ્યાત્મિક મહાવીર પ્રભુની સ્તુતિરૂપ છે ગુણાનુરાગ દૃષ્ટિએ અનેક મુનિયોની, ઋષિયોની ગુહલીઓ રચવામા આવી છે શ્રી મહાવીર પ્રભુની ગુહલીઓમા કેટલેક સ્થાને આધ્યાત્મિક સર્વનય સાપેક્ષ વિચારોથી મહાવીર પ્રભુને વિશ્વરૂપે અને જગત્‌ને મહાવીરરૂપે જોવાની ભાવનાનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તેમા સ્થાનાગ સૂત્રમા જેમ एगे आया એક આત્મા છે એમ સગ્રહનય સત્તા વડે દર્શાવવામા આવ્યુ છે, તેમ અત્રપણ સત્તાગ્રાહક સગ્રહનયવડે તથા એક વસ્તુમા સર્વદ્રવ્ય વિષયક સત્, અસત્, અસ્તિ-નાસ્તિ સર્વ પર્યાયોને ઘટાવવાની અપેક્ષાએ અને ઉદારભાવના વડે વિશ્વદૃષ્ટિ ખીલે એવી નયસાપેક્ષદૃષ્ટિ વડે લખવામા આવ્યુ છે તેથી તત્ત્વપદાર્થોની પ્રરૂપણામાં એકાન્તવાદ લાગુ પડતો નથી, પરંતુ તેથી સ્યાદ્વાદદર્શનની મહત્તામા વિશાળતામા વૃદ્ધિ દર્શાવી છે સંપ્રતિ વિદ્યમાન જૈનધર્મના સ્થાપક શ્રી મહાવીર પ્રભુ છે, તેથી

ભક્તિના યોગે તેમની ગુંહલીઓ વિશેષ પ્રમાણમાં રચવામાં આવી છે. બાલિકાઓને, શ્રાવિકાઓને તથા પુરૂષોને રાગ બંધબેસતા થઈ પડે એવા પરિચિત ગવાતા રાગોમાં ગુંહલીઓ રચવામાં આવી છે. ગુંહલીઓને ગુણાનુરાગ દૃષ્ટિથી વાંચવામાં આવશે તો તેમાંથી ઘણું અનુભવવા યોગ્ય મળી શકશે. અન્ય ધર્મવાળાઓને પણ સમાજોન્નતિ માટે ઘણી ગુંહલીઓ ઉપયોગી થઇ પડે તેમ છે. જેવી દૃષ્ટિથી ગુંહલીઓ વાંચવામાં આવશે તેવું ફળ પ્રાપ્ત થશે. इत्ययं ॐ अर्हंशान्तिः ३

સંવત્ ૧૯૭૬ પોષ વદિ ૫ પંચમી.

**અમદાવાદ,** ઝવેરીવાડો, આંબલીપોળનો

ઉપાશ્રય.

લે. બુદ્ધિસાગરસૂરિ.



# શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.

## સ્વ૦ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્રંથમાળામાં પ્રગટ થયેલા ગ્રંથોનું સુચીપત્ર.

| | ગ્રથાંક | પૃષ્ઠ | કિંમત |
|---|---|---|---|
| * | ૧ અધ્યાત્મ વ્યાખ્યાનમાળા | ૨૦૬ | ૦-૪-૦ |
| * | ૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો | ૩૩૬ | ૦-૮-૦ |
| * | ૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો | ૨૨૫ | ૦-૮-૦ |
| * | ૪ સમાધિશતકમ્ | ૬૧૨ | ૦-૮-૦ |
| * | ૫ અનુભવપચ્ચિશી | ૨૪૮ | ૦-૮-૦ |
| * | ૬ આત્મપ્રદીપ | ૩૧૫ | ૦-૮-૦ |
| * | ૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો. | ૩૦૪ | ૦-૮-૦ |
| | ૮ પરમાત્મદર્શન | ૪૦૦ | ૦-૧૨-૦ |
| | ૯ પરમાત્મજ્યોતિ | ૫૦૦ | ૧-૮-૦ |
| * | ૧૦ તત્ત્વબિંદુ | ૨૩૦ | ૦-૪-૦ |
| * | ૧૧ ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી ) | ૨૪ | ૦-૧-૦ |
| * | ૧૨-૧૩ ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા | ૧૦૦ | ૦-૬-૦ |
| * | ૧૪ તીર્થયાત્રાનું વિમાન ( આ બીજી ) | ૬૪ | ૦-૨-૦ |
| * | ૧૫ અધ્યાત્મભજન સંગ્રહ | ૧૯૦ | ૦-૬-૦ |
| * | ૧૬ ગુરૂબોધ ( આ બીજી ) | ૨૯૦ | ૦-૮-૦ |
| | ૧૭ તત્ત્વજ્ઞાનદીપિકા | ૧૫૦ | ૦-૧૦-૦ |
| | ૧૮ ગહૂંલીસંગ્રહ ભા ૧ | ૧૧૨ | ૦-૬-૦ |
| * | ૧૯-૨૦ શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧-૨ | ૪૦-૪૦ | ૦-૧-૦ |
| * | ૨૧ ભજનપદસંગ્રહ ભાગ ૬ ઠો | ૨૦૮ | ૦-૧૨-૦ |
| * | ૨૨ વચનામૃત | ૮૩૦ | ૦-૧૪-૦ |
| | ૨૩ યોગદીપક | ૩૦૮ | ૦-૧૪-૦ |
| | ૨૪ જૈન ઐતિહાસિક ગ્રંથમાળા. | ૩૦૮ | ૧-૦-૦ |

| | | | |
|---|---|---|---|
| | ૨૫ આનંદઘનપદ (૧૦૮) સંગ્રહ. | | છપાય છે |
| | ૨૬ અધ્યાત્મશાંતિ ( આવૃત્તિ ત્રીજી ) | ૧૩૨ | ૦-૩-૦ |
| | ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો. | ૧૬૬ | ૦-૮-૦ |
| | ૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૨૦૦ | ૦-૩-૦ |
| * | ૨૯ કુમારપાલ ( હિંદી ) | ૨૮૭ | ૦-૬-૦ |
| | ૩૦ થી ૩૪ સુખસાગર ગુરૂગીતા. | ૩૦૦ | ૦-૪-૦ |
| | ૫૩ ષડ્દ્રવ્યવિચાર. | ૨૪૦ | ૦-૪-૦ |
| *÷ | ૩૬ વિજાપુર વૃત્તાંત. | ૯૦ | ૦-૪-૦ |
| × | ૩૭ સાબરમતી ગુણશિક્ષણ કાવ્ય. | ૧૯૨ | ૦-૬-૦ |
| * | ૩૮ પ્રતિજ્ઞાપાલન. | ૧૧૦ | ૦-૫-૦ |
| * | ૩૯-૪૦-૪૧ જૈનગચ્છમતપ્રબંધ, સંઘપ્રગતિ, જૈનગીતા. | ૩૦૪ | ૧-૦-૦ |
| | ૪૨ જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા. ૧ | | ૧-૦-૦ |
| * | ૪૩ મિત્રમૈત્રી. | ૧૭૦ | ૦-૮-૦ |
| * | ૪૪ શિષ્યોપનિષદ્. | ૪૮ | ૦-૨-૦ |
| | ૪૫ જૈનોપનિષદ્. | ૪૮ | ૦-૨-૦ |
| | ૪૬-૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા પત્ર સદુપદેશ ભાગ ૧ લો. | ૯૭૬ | ૩-૦-૦ |
| | ૪૮ ભજનસંગ્રહ ભા. ૮ | ૯૭૬ | ૩-૦-૦ |
| | ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૧ | | છપાય છે |
| × | ૫૦ કર્મયોગ. | ૧૦૧૨ | ૩-૦-૦ |
| * | ૫૧ આત્મતત્વદર્શન. | ૧૧૨ | ૦-૧૦-૦ |
| ÷ | ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય. | ૧૬૮ | ૦-૧૦-૦ |
| | ૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભાગ ૨ | | છપાય છે |
| | ૫૪ ગહુંલી સંગ્રહ ભા. ૨ | ૧૩૦ | ૦-૬-૦ |
| * | ૫૫ કર્મપ્રકૃતિટીકા ભાષાંતર. | ૮૦૦ | ૩-૦-૦ |
| | ૫૬ ગુરૂગીત ગહુંલીસંગ્રહ. | ૧૯૦ | ૦-૧૨-૦ |
| | ૫૭ આગમસાર. | ૧૧૪ | ૦-૬-૦ |
| * | ૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ. | ૧૭૬ | ૦-૪-૦ |
| | ૬૦ પૂજાસંગ્રહ ભા. ૧ લો. | ૪૧૬ | ૧-૦-૦ |

| | | |
|---|---|---|
| ૬૧ ભજનપદસગ્રહ ભા ૯ | ૫૮૦ | ૧-૮-૦ |
| ૬૨ ભજનપદસગ્રહ ભા ૧૦ | ૨૦૦ | ૧-૦-૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભા ૨ | ૫૭૬ | ૧-૮-૦ |
| ૬૪ ધાતુપ્રતિમા લેખસંગ્રહ ભાગ ૨ | ૧૮૦ | ૧-૦-૦ |
| ૬૫ જૈનદૃષ્ટિએ ઈશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન | ૩૬૦ | ૧-૦-૦ |
| ૬૬ પૂજાસગ્રહ ભાગ ૧-૨ | ૪૧૫ | ૨-૦-૦ |
| ૬૭ સ્નાત્રપૂજા | | ૦-૨-૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચદ્રજી અને તેમનુ જીવનચરિત્ર | | ૦-૪-૦ |
| ૬૯-૭૨ શુદ્ધોપયોગ વિ સસ્કૃત ગ્રથ ૪ | ૧૮૦ | ૦-૧૨-૦ |
| ૭૩-૭૭ સઘકર્તવ્ય વિ સસ્કૃત ગ્રથ ૫ | ૧૬૮ | ૦-૧૨-૦ |
| ૭૮ લાલા લજપતરાય અને જૈનધર્મ | ૧૦૦ | ૦-૪-૦ |
| ૭૯ ચિન્તામણિ | ૧૨૦ | ૦-૪-૦ |
| ૮૦-૮૧ જૈનધર્મ અને ખ્રિસ્તિ ધર્મનો મુકાબલો તથા જૈનખ્રિસ્તિ સંવાદ | ૨૨૦ | ૧-૦-૦ |
| ૮૨ સત્યસ્વરૂપ | ૨૦૦ | ૦-૬-૦ |
| ૮૩ ધ્યાનવિચાર | ૮૫ | ૦-૮-૦ |
| ૮૪ આત્મશક્તિપ્રકાશ | ૧૪૦ | ૦-૪-૦ |
| ૮૫ સાંવત્સરિક ક્ષમાપના | ૮૦ | ૦-૩-૦ |
| ૮૬ આત્મદર્શન ( મણીચંદ્રજીકૃત સજ્ઝાયો ) નુ વિવેચન | ૧૫૦ | ૦-૪-૦ |
| ૮૭ જૈનધાર્મિક શકાસમાધાન | ૫૫ | ૦-૨-૦ |
| ૮૮ કન્યાવિક્રય નિષેધ | ૨૦૦ | ૦-૬-૦ |
| ૮૯ આત્મશિક્ષા ભાવનાપ્રકાશ | ૧૧૫ | ૦-૭-૦ |
| ૯૦ આત્મપ્રકાશ | ૫૬૫ | ૧-૮-૦ |
| ૯૧ શોક વિનાશક ગ્રથ | ૮૦ | ૦-૧-૦ |
| ૯૨ તત્ત્વવિચાર | ૧૨૫ | ૦-૬-૦ |
| ૯૩-૯૭ અધ્યાત્મગીતા વિ સસ્કૃત ગ્રથ | ૨૦૫ | ૧-૦-૦ |
| ૯૮ જૈનસૂત્રમા મૂર્તિપૂજા | ૯૬ | ૦-૩-૦ |
| ૯૯ શ્રી યશોવિજયજી નિબધ | ૨૧૦ | ૦-૬-૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૦૦ | ભજનપદસંગ્રહ ભાગ ૧૧ | ૨૨૦ | ૦-૧૨-૦ |
| ૧૦૧ | ,, ભાગ ૧ આ. ૪થી | ૨૦૦ | ૦-૮-૦ |
| ૧૦૨ | ગુજરાત બૃહદ્ વિજાપુર વૃત્તાંત | ૩૦૦ | ૧-૪-૦ |
| ૧૦૩ | શ્રીમદ્ દેવચંદ્રજી વિસ્તૃત જીવનચરિત્ર તથા-દેવવિલાસ | ૨૩૦ | ૦-૧૨-૦ |
| ૧૦૫ | મુદ્રિતજૈન શ્વે. ગ્રંથગાઈડ | ૩૮૦ | ૧-૮-૦ |
| ૧૦૬ | કક્કાવલી-સુબોધ. | ૪૬૦ | ૧-૪-૦ |
| ૧૦૭ | સ્તવન સંગ્રહ ( દેવવંદન સહિત ) | ૨૭૫ | ૦-૧૦-૦ |
| ૧૦૮ | પત્ર સદુપદેશ ભાગ ૩ | ૧૦૦ | ૦-૬-૦ |
| ૧૦૯ | શ્રીબુદ્ધિસાગર સૂરિશ્વર સ્મારક ગ્રંથ ( સચિત્ર ) | ૨૩૦ | ૦-૧૨-૦ |
| | પ્રેમગીતા | | છપાય છે. |

---

* આ નિશાનીવાલા ગ્રંથો શિલકમાં નથી.

× આ ગ્રંથો બ્રિટિશ કેળવણી ખાતાએ મંજુર કરેલા છે.

÷ આ ગ્રંથો શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ મંજુર કરેલા છે.

ગ્રંથો મળવાનાં ઠેકાણાં:—

૧ વકીલ મોહનલાલ હીમચંદ-પાદરા (ગુજરાત).

૨ શા. આત્મારામ ખેમચંદ-સાણંદ.

૩ શા. નગીનદાસ રાયચંદ ભાંખરીયા-મહેસાણા.

૪ શા. ચંદુલાલ ગોકળભાઇ-વિજાપુર.

૫ શા. રતીલાલ કેશવલાલ-પ્રાંતિજ.

૬ શ્રી બુદ્ધિસાગરસૂરિ જૈનસમાજ-પેથાપુર.

૭ શા. મોહનલાલ નગીનદાસ ભાંખરીયા-
૧૦૧-૩ બજાર ગેટ, કોટ, મુંબાઈ.

૮ શ્રી અધ્યાત્મજ્ઞાન પ્ર૦ મંડળ-
હેડઓફીસ-ઝવેર ગુમાનનો માળો, ત્રાંબાકાંટા-મુંબાઇ.

૯ બુકસેલર મેઘજી હીરજી, પાયધુની-મુંબાઇ.

યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી વિરચિત;

# ગહુંલી સંગ્રહ.

## પ્રથમ ભાગ

( ૧ )

### શ્રી રવિસાગરજીની ગહુંલી.

( મારો સ્હેજ સલુણો સાહિબ ભેટીઆ. એ રાગ. )

બ્હેની રવિસાગર ગુરૂ વંદીએ, જેહ પંચ મહાવ્રત ધાર,
શુભ સંજમ મારગ પાળતા, ભાવે ભાવના બાર ઉદાર બ્હે૦ ૧

રૂડો મારૂ દેશ સોહામણો, શુભ પાલી ગામ મોઝાર,
ઓસ વંશ ભૂષણ ગુરૂરાયનો, થયો જન્મ અતિ સુખકાર. બ્હે૦ ૨

દેશ ગુર્જર રાજનગર ભલુ, નેમિસાગર ગુરૂની પાસ,
શુદ્ધ પચ મહાવ્રત ઉચ્ચર્યા, ચઢતે પરિણામ ઉલ્લાસ બ્હે૦ ૩

દેશોદેશ વિહાર કર્યા ઘણા, પ્રતિબોધ્યા નરને નાર,
વૈરાગી ત્યાગી શિરોમણી, સવેગી રૂડા અણગાર બ્હે૦ ૪

સુડતાલીસ વર્ષ લગે ભલું, નિર્દોષ સંયમ આચાર,
સ્વર્ગ ગમન મ્હેસાણામા કર્યું, એવા ગુરૂને નમુ વારંવાર. બ્હે૦ ૫

બાળ બ્રહ્મચારી સદ્ગુરૂતણા, ગુણ ગણતા નાવે પાર;
વારંવાર ગુરૂ મને સાભરે, ગુરૂ દર્શન દુર્લભ ધાર. બ્હે૦ ૬

એવા સદ્ગુરૂના ગુણ ગાવતા, પામો લક્ષ્મી લીલ વિશાળ,
વિદ્યાપુર સકલ સઘ વદતા, બુદ્ધિસાગર મંગળ માળ બ્હે૦ ૭

( ૨ )

## વૈરાગ્ય વિષે.

(સાજની સાજની સાજનીરે. એ રાગ.)

હારમાં હારમાં હારમાંરે, આયુ ખુટી જાય જીવ હારમાં;
ચારના ચારના ચારનારે, વ્હેની પડીસ નહી તું પ્યારમાંરે. આયુ૦૧
દેવ જીનેશ્વર ગુણ નવિ ગાતી, લોભાય વિષય વિકારમાંરે. આયુ૦૨
સંસારે સુખ સ્વપ્ના જેવું, આવે જાય ક્ષણ વારમાંરે. આયુ૦૩
મળ મુતરને માંસ રૂધિર છે, કાયાતણા કોઠારમાંરે. આયુ૦૪
મમતા તેની દિલ ધરીને, પાપ કરે તું કારમાંરે. આયુ૦૫
પુણ્યથી સુખને પાપથી દુઃખો, ધર્મ હૃદયથી વિસાર માંરે. આયુ૦૬
તીર્થંકરની આણા તોડી, ભટકીશ આ સંસારમાંરે. આયુ૦૭
ધુમાડાનાં બાચક સરખું, સગપણ સાચું ધાર માંરે. આયુ૦૮
દેવ ગુરૂને નિશદિન ભજીએ, સદા સ્વરૂપ આધારમાંરે. આયુ૦૯
બુદ્ધિસાગર શિવ સુખ પામે, નરભવના અવતારમાંરે. આયુ૦૧૦

---

( ૩ )

## શ્રાવિકાને સદુપદેશ.

(રસિયા આવજોરે રાતે. એ રાગ.)

વ્હેની સુણજોરે મારી, હિત શિખામણ એકછે સારી. વ્હેની૦૧
ધનથી મોટાઇ ધારે, તે શું આતમ કાજ સુધારે ? વ્હેની૦૨
ભણીએ ગણીએરે ભાવે, જેથી મૂર્ખાઈ દૂર જાવે. વ્હેની૦૩
ઉત્તમ કેળવણી લીજે, મુખથી મીઠાં વચન વદીજે. વ્હેની૦૪

ચાડી ચોરીને ન કરીએ, સદ્‌ગુણ માળા હૃદયે ધરીએ બ્હેની૦૫
સાસુ સસરાનુ માન, ક્રોધે નવ કરીએ અપમાન બ્હેની૦૬
કરજ કરીનેરે ભાગી, આભૂષણ પહેરો નહીં નારી બ્હેની૦૭
પરપુરૂષનીરે સાથે, હસીએ નહીં મળી હાથોહાથે બ્હેની૦૮
પાપ મલીનતારે તજીએ, નવરા બેઠા પ્રભુજી ભજીએ બ્હેની૦૯
જીવ જતુનેરે જોઇ, દળવુ ખાડવુ કીજે રસોઈ. બ્હેની૦૧૦
માતપિતાનેરે નમીએ, પર ઘર નવરા કહો કિમ ભમીએ બ્હેની૦૧૧
રડવુ રોવુંરે ત્યાગો, ગુરૂ વદી સદ્‌ગુણને માગો બ્હેની૦૧૨
ન્યાય નીતિથીરે ચાલો, બુદ્ધિસાગર સુખમા મ્હાલો બ્હેની૦૧૩

---

## ( ૪ )

## श्राविकाने सदुपदेश.

( રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે. એ રાગ. )

સતી સુણો પ્રેમથી શીખ સારીરે, હિત શિક્ષણની બલિહારી સતી૦
બ્હેની વાતો ન કરીએ વાટેરે, કોની હાંશી ન કરીએ ઘાટેરે;
સારી શિક્ષા છે તુજ માટે સતી ૧
નિંદા પરની નવિ કીજેરે, ખોટુ આળ કલંક ન દીજેરે,
પરઘર ભમતા ન ભમીજે સતી. ૨
પતિ નિંદા કરે જે નારીરે, અપયશની તે અધિકારીરે,
થાય અંતે અતિ દુખીયારી સતી. ૩
વેણ કડવા ન વદીએ વાણીરે, સુણીએ જીનવરની વાણીરે,
પરમારથ દિલમા આણી. સતી. ૪
વાત વાતમા લડવુ ન સારૂંરે, રોવું કૂટવુ તેહ નઠારૂંરે,
લાગે ફુવડ નારીને પ્યારૂં સતી. ૫
ભણવુ ગણવુ સુખકારીરે, પ્રભુ નામ તે મંગલકારીરે;
પરપુરૂષ ન દેખો ધારી સતી. ૬

કોઇ સાથે ન કરીએ વેરરે, નીતિથી રહીએ નિજ ઘેરરે;
બુદ્ધિસાગર શિવ સુખ લ્હેર. સતી. ૭

---

( ૫ )

## મુનિ ધર્મવિષે.

( માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો. એ રાગ. )

વ્હાલા ગુરૂરાજ ઉપદેશ આપે, ભવવૃક્ષતણું મૂલ કાપે; વ્હાલા. એ ટેક.

સત્ય ધર્મ જીનેશ્વર ભાખે, કામિની કંચન નવિ રાખે;
સમતા અમૃત રસ ચાખે. વ્હાલા. ૧

લાગી સદ્‌ગુરૂ વાણી મીઠી, મિથ્યા વાણી લાગી અનિઠી;
મેંતો અનુભવ નયણે દીઠી. વ્હાલા. ૨

પંચ સુમતિ ગુપ્તિ ત્રણ્ય ધારી, ત્યાગી કુમતિ કુટિલતા નારી;
લાગી સુમતિ નારી દિલ પ્યારી. વ્હાલા. ૩

જીન આણા ધરી નિજ માથે, વીર વલય દયાદાન હાથે;
રમે અનુભવ મિત્રની સાથે. વ્હાલા. ૪

પંચ ઇંદ્રિય વશમાં કીધી, વાટ મોક્ષ નગરની લીધી;
વિષય તૃષ્ણા શિખ દીધી. વ્હાલા. ૫

બન્યા મુક્તિતણા ગુરૂ રાગી, મિથ્યાત્વદશા દૂર ભાગી;
શુદ્ધ ચેતના ઘટમાં જાગી; વ્હાલા. ૬

નિંદા વિકથા પરિહરતા, શુદ્ધ આત્મિક ધ્યાન ધરંતા;
વાયુ પેઠે ગુરૂ વિચરંતા. વ્હાલા. ૭

ગુરૂ દર્શન શિવસુખકારી, પાપ નાશક મંગળકારી;
બુદ્ધિસાગર ગુરૂ જયકારી. વ્હાલા. ૮

---

( ૬ )

## ગુરુ ગામમાં પધારતાં ગાવાની.

( લખે લંકાથકી સીતા સુંદરી એ રાગ )

મુનિરાજ પધાર્યા ગામમા, સહુ સઘને હર્ષ ન માય, પધાર્યા ટેક
ધન્ય દિન ઘડી આજ માહરી, આજ પુણ્યાકુર પ્રગટાય પધાર્યા. ૧
વદો વિનય પ્રદક્ષિણા દેઈને, કરી વિનય ધરી બહુમાન પધાર્યા ૨
દેખી ચદ્ર ચાતક જેમ હરખતું, મેઘ ગાજતા જેમ મોર પધાર્યા ૩
તેમ ગુરૂ દર્શનથી સઘમા, થયો આનદ સઘળે ઠોર પધાર્યા ૪
કરો ભાવથી સહિયર ગહુલી, ગાઓ મગળ ગીત રસાળ પધાર્યા ૫
ગુરૂ પચ મહાવ્રત પાળતા, નહીં મમતા માયા લેશ પધાર્યા ૬
રાગ દ્વેષને દૂરે ટાળતા, વળી વિચરતા દેશ વિદેશ પધાર્યા ૭
હર્ષોલ્લાસ ધરી હરી માનને, કીધા દર્શન સદ્દગુરૂ આજ પધાર્યા. ૮
બુદ્ધિસાગર ગુરૂની વાણીથી, સરશે મુજ આતમ કાજ પધાર્યા. ૯

---

( ૭ )

## ગુરુ ઉપદેશવિષે.

( રસિયા આવજોરે રાતે એ રાગ )

સદ્દગુરૂ ઉપદેશ આપે, પાપીના પાપોને કાપે, બ્હેની પ્યારી રે મારી ૧
હિસા જીવનીરે ન કરીએ, પરદુ ખ પેખી હર્ષ ન ધરીએ બ્હેની ૨
ચાડી ચુગલીરે તજીએ, મત્વાભૂષણ કઠે સજીએ. બ્હેની ૩
કોપે કડુરે ન ભાખો, સત્ય વદી નિજ કૂળવટ રાખો. બ્હેની ૪
પરધન પેખીને ન લીજે, ચોરી પરની કહો કેમ કીજે બ્હેની ૫
પરપુરૂષથીરે ન રમીએ, નિંદા થાય તિહા નવ વસીયે. બ્હેની ૬
રાત્રી પડતારે ન ખાવું, જો હોવે શિવપુરમા જાવુ બ્હેની. ૭

ચૌટે ચાલતાં ન હસીએ, કજીઓ થાય તિહાંથી ખસીએ. બ્હેની. ૮
જીન મંદિરમાંરે જઇએ, દેવને વંદી પાવન થઈએ. બ્હેની. ૯
ક્રોધ કપટનેરે છંડો, ધર્મ કર્મમાં નિશદિન મંડો. બ્હેની.૧૦
વિનયે સદ્‌ગુરૂને નમીએ, ચાર ગતિમાં કહો કેમ ભમીએ ? બ્હેની.૧૧
શ્રદ્ધા ધર્મનીરે ધરીએ, કંદમૂળ બોળો પરિહરીએ. બ્હેની.૧૨
કાયા કારમી છે કાચી, તેમાં મમતા કરી શું રાચી ? બ્હેની.૧૩
તન ધન યૌવનરે ખોટું, સત્ય નામ પરમાતમ મ્હોટું. બ્હેની.૧૪
ધર્મજ કરજોરે ભાવે, બુદ્ધિસાગર શિવ સુખદાવે. બ્હેની.૧૫

---

( ૮ )

## मुनि धर्मविषे.

( સુણો ચંદાજી. એ રાગ. )

અલી સાહેલી, ગુરૂવાણી સાંભળતાં હરખીત થાઇએ;
ગુરૂ ગુણ નિરખી, હરખી, મન આનંદી શિવપુર જાઇએ,
ગુરૂ સમતારસના દરીઆ છે, ગુરૂ જ્ઞાનગુણેકરી ભરીઆ છે;
સંસાર સમુદ્રને તરિયા છે. અલી સાહેલી. ૧

ભવી જીવને બહુ ઉપકારી છે, કુમતા કુટિલતા વારી છે;
માયા મમતાને મારી છે. અલી. ૨

ગુરૂ જંગમ તીર્થ મહાજ્ઞાની, ગુરૂ આતમધ્યાનતણા ધ્યાની;
શુદ્ધ ધર્મતણા છે ગુરૂ દાની. અલી. ૩

ગોચરીના દોષ સદા ટાળે, નિજ આતમ ગુણને અજવાળે;
આધાર ગુરૂનો કળિકાળે. અલી. ૪

નિર્દંભી રંગી વૈરાગી, પરમાર્થદશા ઘટમાં જાગી;
મૂર્છા મમતા પરિગ્રહ ત્યાગી. અલી. ૫

સંયમરથ વ્હેવા છે ધોરી, આતમ ઉપયોગ તણી દોરી;
મોહ ચોર કરે નહીં જસ ચોરી. અલી. ૬

કપટેકરી કીરિયા નહીં કરતા, ઉપસર્ગથકી ગુરૂ નહીં ડરતા,
હરતા પાપો ભવજલ તરતા                                   અલી ૭

ધુમધામતણા ગુરૂ નહીં રાગી, પરમાત્મદશા અંતર જાગી,
ગુણરાગી ત્યાગી સૌભાગી                                   અલી ૮

અતર દૃષ્ટિ હૃદયે રાખી, શુદ્ધ આતમ ગુણના અભિલાષી,
પરમાતમ અમૃત રસ ચાખી                                   અલી ૯

ગુરૂ ડાક ડમાળે નહીં ચાલે, સતોષ ભવનમા નિત્ય મહાલે,
શુદ્ધ તત્ત્વ સ્વરૂપને નિહાળે                                   અલી ૧૦

વિજાપુર નગરે ગુણવતા, સુખસાગર ગુરૂજી જયવતા,
શુદ્ધ પચ મહાવ્રત પાલતા                                   અલી ૧૧

એવા ગુરૂને વદો ભાવે, નરનારી શાશ્વત પદ પાવે,
બુદ્ધિસાગર ગુરૂ ગુણ ગાવે                                   અલી ૧૨

---

( ૯ )

### अवळी वाणी.

સખીરે મ્હેતો કૌતુક દીઠું, કીડીએ કુજર માગીઓરે,
સખીરે મ્હેતો કૌતુક દીઠુ. સિંહ હરણથી હારીઓરે  સખી. ૧

સખીરે મ્હેતો કૌતુક દીઠુ, આધા અંધને દોરતારે,
સખીરે મ્હેતો કૌતુક દીઠુ, રાજા પ્રજા ધન ચોરતારે  સખી ૨

સખીરે મ્હેતો કૌતુક દીઠુ, રવિ અજવાળુ નવી કરેરે,
સખીરે મ્હેતો કૌતુક દીઠુ, ચદ્રથકી ગરમી ઝરેરે.  સખી ૩

સખીરે મ્હેતો કૌતુક દીઠુ, ડાહ્યા ઘંટીને પીસતારે,
સખીરે મ્હેનો કૌતુક દીઠુ, હસો કાદવમા ઝીલનારે  સખી ૪

સખીરે મ્હેનો કૌતુક દીઠુ, હસ ચૂએ કાગ મ્હાલતોરે,
સખીરે મ્હેનો કૌતુક દીઠું, ખર હસ્તિ પેઠે ચાલતોરે  સખી. ૫

સખીરે મ્હેતો કૌતુક દીઠું, હંસ મોતી ચારો નવિ ચરેરે;
સખીરે મ્હેતો કૌતુક દીઠું, નાથ રમે મારો પરઘરેરે. સખી. ૬

સખીરે મ્હેતો કૌતુક દીઠું, સિંહને પિંજર પુરીયોરે;
સખીરે મ્હેતો કૌતુક દીઠું, કાંકરે મુદગળ ચૂરીયોરે. સખી. ૭

સખીરે મ્હેતો કૌતુક દીઠું, ભૂપતિ ભિક્ષા માગતોરે;
સખીરે મ્હેતો કૌતુક દીઠું, અગ્નિ અર્ણવમાં લાગતોરે. સખી. ૮

સખીરે મ્હેતો કૌતુક દીઠું, સાધુ વેશ્યાથી વિવા(હ) કરેરે;
સખીરે મ્હેતો કૌતુક દીઠું, એવા સાધુ ભવજળ તરેરે. સખી. ૯

સખીરે મ્હેતો કૌતુક દીઠું, પરઘર મુનિ નહીં વ્હોરતારે;
સખીરે મ્હેતો કૌતુક દીઠું, પરધન ચોર ન ચોરતારે. સખી. ૧૦

અનુભવ જ્ઞાનને દીલમાં ધારી, મુનિવર શિવ સુખ પાવશેરે;
**બુદ્ધિસાગર** શાશ્વત સુખ લહી, મુક્તિ વધુ પતિ થાવશેરે. સખી. ૧૧

---

## ( ૧૦ )

## मुनिमहाराज विहार करे त्यारे गावानी.

ગુણ તતિ યતિ નતિ કરી સદાજી, ગાવું ગુરૂ ગુણ ચંગ;
શચીપતિ નરપતિ પૂજતાજી, સમતારસ ગુણ ગંગ.
ગુરૂજી ન કરો આપ વિહાર. ૧

ચરણ કરણ સિત્તરીતણાજી, ભેદ ધરે હરે પાપ;
પંચ મહાવ્રત પાલતાજી, ગુણ ગણ ગાવું આપ.
ગુરૂજી ન કરો આપ વિહાર. ૨

મુક્તિપન્થ સાધક મનાજી, પાળે પંચાચાર;
રોષ દોષ જોશને હણીજી, તારક વારક માર.
ગુરૂજી ન કરો આપ વિહાર. ૩

## ( ૧૧ )

## વૈરાગ્ય ભાવના વિષે.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને, એ રાગ. )

એવોરે દિવસ તે મારો કયારે આવશે,
ભ્રાંતિ સમ હું જાણીશ આ સંસારજો;
ક્રોધ કપટ ઈર્ષ્યા રાગાદિક વૈરિયો,
ત્યાગીશ ખોટા વિષયતણા વિકારજો. એવો. ૧

માત પ્રમાણે દેખીશ સઘળી નારીઓ,
ભ્રાત પ્રમાણે લેખીશ શત્રુ વર્ગજો;
સુખ દુઃખ આવે હર્ષ વિષાદ નહીં હુવે,
વિદ્યા ધન વધતાં નહીં હોવે ગર્વજો. એવો. ૨

વૈરાગ્યે રંગાશે મન મારૂં સદા,
ધોવાશે મન મેલ બધો નિરધારજો;
વિષય વિકારો વિષની પેઠે લાગશે,
અંધ બને છે જેમાં નરને નારજો. એવો. ૩

મોજ મજામાં સુખ નહીં મુજ ભાસશે,
મમતાનું હું તોડી નાંખીશ મૂળજો;
સગાં સંબંધી પોતાનાં નહીં લાગશે,
રૂપું સોનું ભાસે મન જેમ ધૂળજો. એવો. ૪

ધર્મધ્યાન ધ્યાતા થઈ આત્મસ્વરૂપમાં,
રમતો રહી હું પડું નહીં ભવકૂપજો;
સમતા સંગે કર્મ કલંક વિદારતો,
થાઉં હું શિવ શાશ્વત સુખચિદ્રૂપજો. એવો. ૫

કુમિત્રોની સોબત ત્યાગી જ્ઞાનથી,
સદ્‌ગુરૂ સંગતિ કરતો રહું નિશદિનજો;

બુદ્ધિસાગર જન્મ જરા નિવારીને,
આત્મસ્વભાવે પરમાતમ પદ લીનજો એવો. ૬

---

## ( ૧૨ )

## ગુરુ શ્રીરવિસાગરજીની વાણી.

( રાગ ઉપરનો. )

સદ્ગુરૂ રવિસાગરની વાણી સાભળી,
હર્ષોલ્લાસે મન મારૂ ઉભરાયજો,
શોક વિયોગાદિક ચિંતા દૂર ટળે,
માન ગળે મળે સમકિત પદ સુખદાય જો સદ્ગુરૂ. ૧

તન ધન યૌવન બાજી જૂઠી જાણજો,
જગનો ચટકો મટકો દહાડા ચારજો,
આખર ખાલી હાથે જાવુ એકલું,
ખારો નઠારો એવો આ સંસારજો સદ્ગુરૂ. ૨

આરે જગતમા રાવણ જેવા ગાજવી,
કૌરવ પાડવ બળીઆ માની યોધજો,
તે પણ આયુષ્ય ખૂટી જાતા ચાલીયા,
તો પણ મૂરખ લાગે નહીં તુજ બોધજો. સદ્ગુરૂ ૩

દિન દિન આયુષ્ય ખૂટી જાવે જીવડા,
પાણીના પરપોટા જેવી દેહજો,
મગરૂરીમા મહાલે શું મકલાઇને,
અતે જાવુ એકલુ છોડી એહજો સદ્ગુરૂ. ૪

કેઈ ચાલ્યા કેઇ ચાલે કેઇક ચાલશે,
જન્મ્યા તે મરશે એમ નિશ્ચય જાણજો,
અણધાર્યો તુ પણ કેઈક દિન ચાલશે,
ફાંફા મારે ફોગટ મનમા માનજો સદ્ગુરૂ. ૫

કેઇક રાણાને વળી, કેઈક રાજીયા,
મેલી ચાલ્યા રાજ્ય રૂદ્ધિ ભંડારજો;
રાણીઓ રોતી રહી તેની બાપડી,
રોયા ચાકર કરી કરી પોકારજો. સદ્‌ગુરૂ. ૬

મંદિર મેડી બાગ અને બહુ માળીઆં,
મરતાં સાથે કોઈ ન આવે જીવજો;
મુંઝાયો શું માયાના દુઃખ પાસમાં.
ત્યાગ કરંતાં પામે શાશ્વત શિવજો. સદ્‌ગુરૂ. ૭

આજ કાલ કરતાં તો દહાડા વહી ગયા,
આળસ ત્યાગી પામર પ્રાણી ચેતજો;
સદ્‌ગુરૂ સંગે રંગે રહીએ પ્રેમથી,
**બુદ્ધિસાગર** શિવરમણી સંકેતજો. સદ્‌ગુરૂ. ૮

---

( ૧૩ )

## मुनिस्वरूप विषे.

**પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાલીરે. એ રાગ.**

પંચ મહાવ્રત ધાર સદ્‌ગુરૂ દીઠારે,
મુજ સફલ થયો અવતાર લાગ્યા મીઠારે;
કંચન કામિની કારમી દૂર ત્યાગીરે,
શિવરમણીની સંગાત પ્રીતિ લાગીરે. પંચ. ૧

ક્રોધ માન સંકલેસ કરતા દૂરરે,
કર્માષ્ટક દળને ધ્યાનથી ચકચૂરેરે;
સત્ય ધર્મ વીતરાગનો મન ભાવેરે,
શત્રુ મિત્રે સમભાવ, મનમાં લાવેરે. પંચ. ૨

કર્મ ક્રિયાનો ત્યાગ, નિશદિન કરતારે,
વાયુ પેઠે વિહાર, કરી વિચરંતારે;

મમતા સ્ત્રી સંગાત, કદીય ન રમતારે,
શુદ્ધ આત્મસ્વરૂપે પ્રેમ, અવર ન ભમતારે        પંચ ૩

દમતા ઇંદ્રિયો પાંચ, વિષયો જીતીરે,
ખમતા પરિસહ બાવીસ, જસ નહીં ભીતિરે,
વૈરાગી બહુ ગંભીર, કદીય ન હસતારે,
ષટકાયતણા પ્રતિપાળ, સંજમ વસતારે        પંચ ૪

જ્ઞાની ધ્યાની ધર્મના શુદ્ધ ભાખીરે,
શુદ્ધ આત્મ સ્વરૂપના પ્રેમથી અભિલાષીરે
એવા ગુરૂને નિત્ય નમો ભવિ ભાવેરે,
બુદ્ધિસાગર ગુરૂ ગુણ તો નિત્ય ગાવેરે        પંચમહાવ્રત ૫

---

## (૧૪)

### સદ્ગુણ વિષે.

(મા પાવાગઢથી ઉતર્યા મહાકાળીરે, મા ગોનીઠા. એ રાગ.)

સૌ સાથે હળીમળી ચાલીયે નરનારીરે,
વિચારી વદીયે વેણ એ શિખ સારીરે;
ટેક ધર્મની ન ત્યાગીએ સુખકારીરે,
વ્યસનનો કરીએ ત્યાગ કુમતિ વારીરે        ૧

દયા જીવોની દીજીએ ચિત્ત લાવીરે,
પર વસ્તુ દીધા વણ લેઇ ન ખાવીરે,
પુસ્તક વાચો પ્રેમથી ચિત્ત રાખીરે,
વાદ ન વદીયે ભૂપતિ યતિ ખાખીરે        ૨

ગુરૂવંદનને દીજીએ ભવી ભાવેરે,
જીન દર્શન સ્પર્શન ગોગાથી શિવ થાવેરે

રાત્રી ભોજન મત કરો શિવ સંગીરે,
સટ્ટાબાજી કુખેલ રમત કુઢંગીરે. ૩

ક્રોધે જૂઠ ન બોલીયે દેઇ ગાળરે,
ઈર્ષ્યાથી દીજે કેમ ? પરને આળરે;
અવસર દેખી બોલીયે પર પ્યારૂંરે,
અવસર વણ બોલે જેહ તેહ નઠારૂંરે. ૪

બે જણ વાત કરે રહી જ્યાં છાનીરે,
ઉભા નવિ રહીયે ત્યાંહિ માનની હાનિરે;
જૂઠી સાક્ષી મત પુરો દુઃખકારીરે,
દુર્જનની સંગત ત્યાગ બહુ ગુણકારીરે. ૫

માત પિતાને પ્રેમથી નિત્ય નમીએરે,
કીર્તિનો થાયે નાશ ત્યાં નવી ભમીએરે,
સત્ય ધર્મ વીતરાગનો જયકારીરે,
**બુદ્ધિસાગર** ગુરૂરાયની બલિહારીરે, ૬

---

(૧૫)

## अवगुण त्याग विषे.

( મારો સહેજે સલુણો સાહેબ ભેટીઓ. એ રાગ. )

બેની પ્રેમે પરમ ગુરૂ વંદીએ, જેની શિક્ષા સકલ સુખદાય,
ઉપદેશ સુણી શુદ્ધ ભાવથી, સદાચાર ધરો હિતલાય. બેની. ૧

પામી મનુષ્ય ભવ જગ શું રળ્યો, ટળ્યાં કર્મ કલંક ન લેશ,
જૂઠી વાણી ઘડી ઘડી બોલનાં, ધર્યો સાચો ન શ્રાવક વેષ. બેની. ૨

કરી નિન્દા બીજાની દ્વેષથી, લાજ્યો નહીં પાપથી કાંઇ,
માન મોટાઇના લોભમાં, ધન ખરચ્યું કીર્તિ લોભાઇ. ૬

આપ મોટાઇ બણુગાં ફૂકિયાં, કદી ધર્યું ન આતમ ધ્યાન,
જીવ કયાથી આવ્યો કયા જાવશે, શુ લેઇ જશે નાદાન એની ૪

વિષયારમ્ભ વ્હાલો લેખીને, પાપ કર્મ કર્યાં કેઇ લાખ,
જુઓ રાવણ સરીખો ગજવી, તેના શરીરની થઇ રાખ એની. ૫

માર માર કરી જીવ મોહિયો, પડયો મોહમાયાના પાસ,
રાગ દ્વેષને જોરે વાહીઓ, બન્યો કર્મતણો જીવદાસ એની ૬

ઉઠી અણધાર્યા દીન એકલુ, જાવુ પરભવ દુ ખ અપાર,
પાપ પુણ્ય બે સાથે આવશે, ચેત ચેત ચેતન ઝટવાર. એની ૭

સદ્ગુરૂ શરણુ સસારમા, કરતા સહુ કર્મ કપાય,
શિવશાશ્વત સપદા પામીએ, બુદ્ધિસાગર ગુરૂ સુપસાય એની ૮

---

## (૧૬)

## श्रावक आचार विषे.

( ઓધવજી સંદેસો કહેજો શ્યામને, એ રાગ )

ગુરૂની વાણી મીઠી સાકર સેલડી,
પીતા માગ હૈયે હરખ ન માયજો,
ચદરવા બાધો ઘરમા શ્રાવક સહુ,
જીવદયા પળે તનનુ રક્ષણ થાય જો ગુરૂની-૧

ગળીને પાણી પીજે નયણે નીરખી,
હોકો બીડી પીવો નહીં ધરી ધર્મજો,
આદુ લસણને ડુગળી કહો કેમ ખાઇએ,
જેથી દુઃખદાઇ બહુ લાગે કર્મજો ગુરૂની ૨

રાત્રી ભોજન શ્રાવકને કરવુ નહી,
પખી પણ રાત્રે નવિ ખાણું ખાયજો,
ઉત્તમ શ્રાવક કૂળ પામી જો ખાઇએ,
તો શુ શ્રાવક નામ ધરી મકલાયજો ગુરૂની. ૩

કપટે કૂડું આળ ન દીજે કોઈને,
આગમ વાણી સાંભલીએ બહુ માનજો;
માનવ ભવ પામીને જન્મ સુધારીયે,
કદી ન કરીયે દેવ ગુરૂ અપમાનજો. ગુરૂની. ૪

ટંટા ઝઘડા ધર્મ કર્મમાં નવી કરો,
ગુરૂઆણા ધરો કરો કદાગ્રહ ત્યાગજો;
અભક્ષ્યાદિક વસ્તુ ભક્ષણ નહીં કરો,
શ્રાવક કરણી કરીયે ધરિ મન રાગજો. ગુરૂની. ૫

જૂઠી માયા બાજીગરની બાજીમાં.
જૂઠી માયા જગતતણી ક્ષણ નાશજો;
સત્યસ્વરૂપ આતમનું જ્ઞાને જાણતાં,
**બુદ્ધિસાગર** तत्वमसि પદ આશજો. ગુરૂની. ૬

---

( ૧૭ )

## मुनिराज दीक्षा ले ते वखते गावानी.

( રહો ગુરૂ ફાગણ માસ ચોમાસુંરે. એ રાગ. )

નમું નિશદિન મુનિવર નિરખીરે, શુદ્ધ સંયમ મારગ પરખી, નમું.
તમો વિષયા રસના ત્યાગીરે, શુદ્ધ મુનિ મારગ લય લાગીરે;
બન્યા ઉદાસીનથી વૈરાગીરે. નમું. ૧

રાગ દ્વેષને દૂરે ટાળીરે, મોહ માનતણું જોર ગાળીરે;
પંચ સુમતિ ગ્રહી લટકાળીરે. નમું. ૨

તમે છોડી દુનિયા દીવાનીરે, ઘરબાર મહેલ રાજધાનીરે;
ત્યાગી કાયરતા નાદાનીરે. નમું. ૩

ઉચર્યાં પંચ મહાવ્રત સારાંરે, ત્યાગી અવ્રત પંચ નઠારાંરે;
રૂંધ્યાં દુઃખકર આશ્રવ બારાંરે. નમું. ૪

મમતા માયા દૂર કીધીરે, વાટ મોક્ષ નગરની લીધીરે,
દેખી આતમ અનુભવ ઋદ્ધિરે. નમું. ૫

સંજમ સુખકર શિવ આપેરે, ભવોભવના પાપને કાપેરે,
સમતા સખી સેજે થાપેરે નમુ. ૬

પચાચાર પાળો ધરી નેમરે, ગૌચરી દોષ ટાળો તેમરે,
સિંહ પેઠે સુગ વળી હેમરે નમુ. ૭

સંવેગી વૈરાગી સતરે, ક્ષમાગુણથી મહી વિચરતરે,
ગુણવંત મહંત શોભતરે. નમું ૮

એવા મુનિવરને અનુસરશુરે, ભવ માનવ સફળો કરશુરે,
બુદ્ધિસાગર ગુરૂ ગુણ વરશુરે નમુ ૯

---

( ૧૮ )

## समताए आत्माने आपेलो उपालम्भ.

સુગુણ સનેહા સ્વામિ મહેલે પધારો,
વિનતડી અવધારો, કૃપાળુ, મહેલે પધારો
શેરીએ શેરીએ સ્વામી ફુલડા બીછાવુ,
તોરણુ નવીન રચાવુ કૃપાળુ. ૧
વ્રત નિયમ કરી શરીર શોષાવુ,
લુખા અલુણા ધાન્ય ખાવુ, કૃપાળુ,
તારા માટે હુ તીરથ કરતી,
ફાવે તે ડુંગર ફરતી કૃપાળુ. ૨
દીવાની થઇને મે તો દુનિયામા ખોળ્યા,
માયાના દરિયા ડોળ્યા, કૃપાળુ,
પીંપળાને પાણી મે તો પ્રેમથી રેડયા,
ઋષિયોને પ્રેમથી તેડયા. કૃપાળુ. ૩

માળાના મણુકા હું તો નિશદિન ગણતી,
ગ્રન્થોને પ્રેમથી હું ભણતી, કૃપાળુ;
ત્યાગી થઇનેરે મેં તો ચીવર* ત્યાગ્યાં;
ભીક્ષાનાં ભોજન માગ્યાં. કૃપાળુ. ૪

વનવાસી થઇને મેં વાઘાંબર પેહેર્યું,
ચિન્તાએ મન મારૂં ઘેર્યું; કૃપાળુ;
જ્યાં ત્યાં જાવું ત્યાં તો શૂન્યજ ભાસે,
દુઃખ હું કહું કોની પાસે. કૃપાળુ. ૫

લાખ ચોરાશી જીવયોનિમાં ભમતી,
જન્મ જરા દુઃખ ખમતી; કૃપાળુ;
ચાર ગતિમાં મારી લાજ લુંટાણી,
દુષ્ટોએ જ્યાં ત્યાં તાણી. કૃપાળુ. ૬

મારી વ્હારે કોણ ચઢશે પ્રીતમજી,
બોલ્યામાં રાખું હવે શરમ શી ? કૃપાળુ;
મોટાના ઘરની મારી લાજ લુંટાય,
તેમાં ફજેતી તારી થાય. કૃપાળુ. ૭

ઘરણી વિના તમે વેશ્યાના સંગી,
એઠું ખાઇને થયા ભંગી; કૃપાળુ;
વિષયના પ્યાલા અમી માનીને પીધા,
વેશ્યાએ બેહાલ કીધા. કૃપાળુ. ૮

સમજો તો સમજાવું છેલ્લામાં છેલી,
ગઇ વેળા ન આવે વહેલી; કૃપાળુ;
નાનો બાલુડો નથી પારણે સૂતો,
જેથી સમજતો નથી હું તો; કૃપાળુ. ૯

વાંક ગુન્હો શો મારોરે આવ્યો,
વૈરી વેશ્યાએ ભમાવ્યો; કૃપાળુ.

---

* વસ્ત્ર.

સુખ અનન્તુ ધરમા ન દીઠુ,
વિષ્ટાએ ભૂડ મન મીઠુ કૃપાળુ ૧૦

વેશ્યા તે નારી કદી થશે ન તારી,
વેરિણી દુ ખ દેશે ભારી; કૃપાળુ.

મુખે મીઠી ને મન રાખે છે કાતી,
કોલી ખાધી છે તારી છાતી, કૃપાળુ ૧૧

ઘણુ કહેતારે મને આસુડા આવે,
શરમ તને શીદ નાવે, કૃપાળુ

કહો તો સ્વામિજી હુ વૈરાગણુ હોવુ',
કહો તો નિશદિન રોવુ કૃપાળુ. ૧૨

નિર્દય થઈ તમે સામુ ન જુઓ,
પોતાની પત તેમા ખુઓ, કૃપાળુ
આવી કુલવટ તમે કયાથીરે રાખી,
કયા ભગતે તે ભાખી. કૃપાળુ ૧૩

દુષ્ટ ચોરોએ તમને પકડીને લુટયા,
કષ્ટ આપીને ખૂબ કૂટયા, કૃપાળુ
જાગીને જુઓ જરા આખ ઉઘાડી,
દૃષ્ટિનો દોષ દૂર કાઢી કૃપાળુ. ૧૪

પાયે પડીને એમ વિનતિ કરૂ છુ,
ધ્યાન સદા હું ધરૂ છુ. કૃપાળુ
બોલો બોલોને હવે ઉત્તર આપો;
ચરણ કમળમા થાપો કૃપાળુ ૧૫

ભાન લાવીને સ્વામીજી બોલે,
પ્રેમથી અન્તર ખોલે—

મગુણી મારી તે મારી.

કાળ અનંતો મે ફોગટ ગાળ્યો;
ભાવી ટળે નહિ ટાળ્યો સુગુણી ૧૬

આડે મારગે પ્રાણપતિ પધારે,
વ્હાલી સ્ત્રી તેને વારે. સુગુણી.
આજે તેં તારી સેવા બજાવી;
ફરજ સતીની સુણાવી. સુગુણી. ૧૭

વેશ્યાનો સંગ હવે કરૂં ન શાણી;
સંગત બુરી મેં જાણી; સુગુણી.
સમતાના સંગે એમ સ્વામિજી આવ્યા,
તત્ત્વ રમણતામાં ફાવ્યા. સુગુણી. ૧૮

ગુણ ઠાણે ચોથે સ્વામિજી ચડીયા
**વેશ્યાના** હાથ હેઠે પડિયા—

અન્તરમાં જુઓ વિચારી.

ભેદ દૃષ્ટિએ ભિન્નતા બોધી;
લીધું સત્ય જ ઘટ શોધી. અન્તરમાં. ૧૯

ક્ષાયિકભાવે નિજ ઘરને તપાસી,
જ્ઞાનથી કીધું પ્રકાશી; અન્તરમાં.
ક્ષપક શ્રેણિએ મહેલે ચડંતા,
ક્ષાયિક લબ્ધિ વરંતા. અન્તરમાં. ૨૦

શક્તિ વ્યક્તિ ઘટ અન્તર જાગી,
સુખ વિલસે મહાભાગી; અન્તરમાં.
પુદ્ગલ સંગ નિવારી સમયમાં;
તન્મય રૂપ શુદ્ધ પામે. અન્તરમાં. ૨૧

આતમ નર નારી સમતા સંયોગ;
ભોગવે શાશ્વત ભોગ; અન્તરમાં.
મળીયો સમય લેખે એમ જ આવે,
**બુદ્ધિસાગર** શિવ દાવે. અન્તરમાં. ૨૨

---

( ૧૯ )

## વ્યાપારી ઉપર.

( ઓધવજી સદેશો કહેજો શ્યામને, એ રાગ. )

વ્યાપારી વ્યાપારે મનડુ વાળજે,
કરજે ઉત્તમ સદ્વસ્તુ વ્યાપારજો,
કપટ કરીને છેતરજે સહુ કર્મને,
છેતરવા નહિ જીવોને તલભારજો — વ્યાપારી ૧

વિવેક દૃષ્ટિથી સહુ વસ્તુ દેખજે,
સુખકર સારી વસ્તુનો કર પ્યારજો,
દાન દયા સંયમ શીયલને સત્યતા,
સમતા આદિ વસ્તુનો સ્વીકારજો — વ્યાપારી. ૨

સોદાગર સદ્ગુરૂજી સાચા માનજે,
લોભાદિક ચોરોનો કરજે ખ્યાલજો,
લાભ મળે તે સાચવજે ઉપયોગથી,
અન્તર દૃષ્ટિને કરજે રખવાળજો — વ્યાપારી ૩

સ્યાદ્વાદ દૃષ્ટિના કરજે ત્રાજવા,
સહનશીલતા કાતર સારી રાખજો,
ગજ ગખો વ્યાપારી આતમ જ્ઞાનનો,
સ્થિરતા ગાદી બેશી સાચુ ભાખજો — વ્યાપારી ૪

પ્રતિક્રમણના રોજમેળથી દેખજે,
દીવસમા શુ મળીયો લાભાલાભજો,
બાહ્ય લક્ષ્મીની ચચલતાને વારજે,
જલનુ બિન્દુ પડિયુ જેવુ ડાભજો — વ્યાપારી ૫

દુ:ખને પણ સુખ માની હિમ્મત ધારજે,
પર પરિણુતિ વેશ્યાનો સગ નિવારજો,
ક્ષાયિક ભાવે દાનાદિક ગુણ લાભથી,
જન્મ જગના દુ:ખ નાસે નિર્ધારજો. — વ્યાપારી ૬

માયાના વ્યાપારો ત્યાગી જ્ઞાનથી,
અન્તરના વ્યાપારે ધરજે ધ્યાનજો;
બુદ્ધિસાગર અનંત સુખડાં સમ્પજે,
આતમ થાવે સિદ્ધ બુદ્ધ ભગવાનજો. વ્યાપારી. ૭

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

( ૨૦ )

## સદ્ગુરુ સેવાપર.

( વૈદરભી વનમાં વલવલે. એ રાગ. )

સેવો સદ્ગુરૂ પ્રાણીયા, સંત સેવ્યાથી સુખ;
કોટી જન્મની કલ્પના, ટળે કર્મનાં દુઃખ. સેવો. ૧

આદિત્યવાર ઉપાસીએ, રૂડા આતમરામ;
સોમે સમતા શાંતિથી, કરિએ ધર્મનાં કામ. સેવો. ૨

શુદ્ધ બુદ્ધ પરમાતમા, બુધવારે સેવ;
ગુરૂવારે ગુણ ગાઇએ, જય જય ગુરૂદેવ. સેવો. ૩

શુક્રવાર સોહામણો, સુણો સૂત્ર સિદ્ધાંત;
જાગે જ્યોતિ જ્ઞાનની, ટળે ભવની ભ્રાંત. સેવો. ૪

શૂરા થઇએ જ્ઞાનમાં, કીજે સંતનો સાથ;
શનિવારે શુભ આતમા, કીજે હીરો હાથ. સેવો. ૫

કહેણી રહેણી રાખીએ, રટો આતમરાય;
**બુદ્ધિસાગર** ભાવથી, લાગો સદ્ગુરૂ પાય. સેવો. ૬

---

( ૨૧ )

## પર્યુષણ વિષે.

જીરે પરવ પજુસણ આવીયાં, તમે ધર્મ કરો નરનાર.
ગુરૂવાણી સુણો એકચિત્તથી, જેથી પામો ભવજલપાર. જીરે. ૧

દેવ દર્શન ટક દો કીજીએ, પ્રભુ પૂજા કરીએ સાર,
પાપારંભના કામો ટાળીએ, કરો ધર્મતણો વ્યાપાર જીરે ૨
આઠ દીવસ પુણ્યે પામતા, કરો શક્તિપણે ઉપવાસ,
શીલ પાળીએ શુભ ભાવથી, કદિ જુઠુ ન બોલીએ ખાસ જીરે ૩
પ્રતિક્રમણુ દો ટકનુ કરો, નહીં રમીએ કદી જુગાર
વારવાર પજુસણુ નહીં મળે, લહી માનવનો અવતાર જીરે ૪
જેવુ કરશો તેવુ પામશો, જાણો આ સસાર અસાર,
જીવ એકલો આવ્યો એકલો, જશે પરભવમા નિરધાર જીરે ૫
પાપ કર્મ કરી ધન મેળવ્યુ, તેતો સાથ ન આવે લગાર,
ચેત ચેત ચેતાવુ જીવડા, તને સાન ન આવે લગાર જીરે ૬
ઘડી લાખ ટકાની વહી જશે, નહા મળશે ટાણુ ગમાર,
રૂડુ પરમ પજુસણુ સેવતા, બુદ્ધિસાગર જય જયકાર,
સહુ સઘમા હર્ષ અપાર. જીરે ૭

(૨૨)

## हितशिक्षा.

( ઓધવજી સદેશો કહેજો શ્યામને. એ રાગ )

સુખદાયક હિત શિક્ષા સાચી સાભળો,
ધરજો મનમા હેત ધરી નરનારજો,
પ્રભુ ભક્તિ શ્રદ્ધાથી સુખડા પામશો,
હરતા ફરતા ગણજો મન નવકારજો સુખ ૧
નિદા ચાડી ચુગલી કરવી વારજો,
દ્વેષ કરો નહિ શત્રુપર તલભારજો
આળ ન દેવુ પરના ઉપર વૈરથી,
પેટ ભરીને કરશો નહીં આહારજો સુખ ૨
નિજ શક્તિ અનુસારે લક્ષ્મી ધર્મમા,
વાપરવી લહી માનવ ભવ અવતારજો,

હળી મળી સંપીને ઘરમાં ચાલવું,
ઘરમાં કરવો નહિ ખટપટથી ખારજો. સુખ. ૩

દીન દુઃખી અન્ધાપર કરૂણા કીજીએ,
પર ઉપકારે પાપકર્મનો નાશ જો;
મનમાં પણ બુરૂં નહિં પરનું ચિંતવો,
સારામાં સારૂં છે ધર વિશ્વાસ જો. સુખ. ૪

સુખની વેળા ભાગ્યથકી જો સંપજે,
ત્યારે મનમાં કરવો નહિ અહંકાર જો;
દુઃખની વેળા દિલગીરીને ત્યાગીએ,
એક અવસ્થા રહે નહીં સંસાર જો. સુખ. ૫

જુગારીની સંગત કીજે નહીં કદી,
કુમિત્રોની સોબત દુઃખ દાતાર જો;
કડવી પણ હિતશિક્ષા મનમાં ધારવી,
પરનારી વેશ્યાનો તજશો પ્યાર જો. સુખ. ૬

માતપિતાની ભકિત કરીએ ભાવથી,
સંકટ પડતાં કરવી પરને સહાય જો;
નાત જાતના સામા પડીએ નહિ કદી,
નિત્ય સવારે લાગો ગુરૂને પાય જો. સુખ. ૭

વચન વિચારી બોલો બહુ મીઠાશથી,
મોટા જનનું સાચવવું બહુ માન જો;
ગંભીર મનના થાશો સુખડાં સંપજે,
સદ્ગુરૂ ગુણનું કરવું જગમાં ગાન જો. સુખ. ૮

સમય સૂચકતા સમતા રાખી ચાલીએ,
ધર્મશાસ્રનો ધરજો મન આચાર જો;
બુદ્ધિસાગર સદગુરૂ સંગત કીજીએ,
પામો તેથી ભવસાગરનો પાર જો. સુખ. ૯

---

(૨૩)

## पतिव्रता स्त्री विषे.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને. એ રાગ )

પતિવ્રતા પ્રમદાના ધર્મો સાભળો,
પ્રભાત કાલે વ્હેલી ઉઠે નાર જો,
મહામત્ર પરમેષ્ઠિનો મનમા ગણે,
દિન કૃત્યોનો ક્રમથી કરે વિચાર જો. પતિવ્રતા ૧

પ્રતિદિવસ લઘુતાથી વિનયે વર્તતી,
પ્રેમે પડતી સાસુ સસરા પાય જો,
ઘરના કાર્ય કરે યતનાથી દેખીને,
વૃદ્ધ બાલને ખવરાવીને ખાય જો પતિવ્રતા ૨

નણંદ જેઠાણી જેઠ દિયર ને દાસીઓ,
વર્તે સદાચરણથી સહુની સાથ જો,
ઠપકા મ્હેણા સહન કરે સહુ પ્રીતથી,
નવરાશે ભજતી તે ત્રિભુવન નાથ જો. પતિવ્રતા ૩

બાલક બચ્ચાને જાળવતી પ્રેમથી,
કદી ન કરતી કુટુમ્બ સાથે ખાર જો,
મોટુ પેટ કરીને સહુનુ સાભળે,
પર પુરૂષથી કદી કરે નહિ પ્યાર જો પતિવ્રતા ૪

મીઠા વચનો બોલે સહુની સાથમા,
સુખ દુખ વેળા મન રાખે સમભાવ જો,
ઘરની વાતો દ્વેષી આગળ નહીં કરે,
ધર્મ કર્મનો કરતી મનમા લ્હાવ જો પતિવ્રતા ૫

નહિ પજેળે પતિને હઠીલી થઇ કદી,
સકટ પડતા પતિને કરતી સહાય જો,
આફત આવે પતિને ધીરજ આપતી,
આળ ચડે તેવા સ્થાને નહીં જાય જો. પતિવ્રતા ૬

છેલછબીલી બનીઠણીને નહીં ફરે,
લોક વિરૂદ્ધ વર્તે નહીં કંઠે પ્રાણ જો;
લાજ ધરે મોટાની કુલવટ સાચવી,
પતિઆજ્ઞા લોપે નહિ સુખની ખાણ જો. પતિવ્રતા. ૭

દેવ ગુરૂને વંદન કરતી ભાવથી,
સદ્‌ગુરૂ વચનામૃત સાંભળતી પ્રેમ જો;
ગ્રહ્યાં વ્રતોને પ્રાણાંતે પણ પાળતી,
સતીવ્રતોને સાચવતી ધરી નેમ જો. પતિવ્રતા. ૮

ધર્મ કર્મમાં સર્વ જનોને જોડતી,
બાલક બાલીકાને દેતી બોધ જો;
ઠપકો પતિ આપે તે સર્વે સાંભળે,
પતિના સામું બોલે નહિ ધરી ક્રોધ જો. પતિવ્રતા. ૯

સુલસા ચંદનબાલા સીતા રેવતી,
દમયંતી સુભદ્રા શુભ અવતાર જો;
**બુદ્ધિસાગર** સતીઓ એવી શોભતી,
પાળો શીયળ કુળવંતી શુભ નાર જો. પતિવ્રતા. ૧૦

---

( ૨૪ )

## સટ્ટા વિષે.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને. એ રાગ. )

સટ્ટામાં બટો છે સજજન સાંભળો,
ચિંતાતુર મનડું રહેવે નિશદિન જો;
આશા તૃષ્ણા વૃદ્ધિ દુઃખડાં સંપજે,
કુવ્યાપારે મૂરખ પર આધીન જો. સટ્ટામાં. ૧

લોભતણો નહિ થોભ જુગારે જાણીએ,
ઘડી ઘડીમાં રંગ ઘણા બદલાય જો;
બીજો ધંધો સૂજે નહિ સટ્ટાથકી,
સર્વે વાતે પૂરો વ્યસની થાય જો. સટ્ટામાં. ૨

મળે નહિ શાંતિ એ સટ્ટા સંગથી,
જળો અવસ્થા સટ્ટાની અવધાર જો,
જોય જુએ કોઇ સટ્ટાના વ્યાપારમા,
ભિક્ષા હાલ્લુ સીંકે ચઢે નહિ ચાર જો       સટ્ટામા   ૩
ચચળ લક્ષ્મી સટ્ટાના વ્યાપારથી,
સમજો સમજુ મનમા નર ને નાર જો,
ત્યજો વ્યસન સટ્ટાનુ સમજી સત્યને,
કરો પ્રતિજ્ઞા ગુરૂ પાસે નિર્ધાર જો       સટ્ટામા   ૪
લોભી લક્ષ્મી લાલચથી ફૂટાય છે,
ત્યાગો જૂગટું સટ્ટાના વ્યાપાર જો,
બુદ્ધિસાગર ન્યાયોપાર્જિત વિત્તથી,
પ્રગટે ધર્મની બુદ્ધિ મંગલમાલ જો       સટ્ટામા   ૫

---

## ( ૨૫ )

## पतिव्रता स्त्रीविषे हितशिक्षा.

( ઓધવજી સદેશો કહેજો શ્યામને. એ રાગ )

સાચી શિક્ષા સમજુ સ્ત્રીને સાનમા,
કદી ન કરવો પ્રાણપતિપર ક્રોધ જો,
સાસુ સસરાની હિતશિક્ષા માનવી,
પુત્ર પુત્રીને કરવો સારો બોધ જો       સાચી   ૧
પતિઆજ્ઞાએ કારજ સહુ ઘરનુ કરે,
નિંદા લવરી કરે નહીં તલભાર જો,
પર પુરૂષની સાથે પ્રીતિ નહીં કરે,
પતિદુ ખે દુ ખી શીલવતી નાર જો       સાચી   ૨
પુત્ર પુત્રીઓ પ્રેમે પ્રમદા પાળતી,
લડે નહીં વગમા કોઇની સાથ જો,
નિત્ય નિયમથી ધર્મ કર્મ કરતી રહે,
સમરે પ્રેમે ત્રણ ભુવનના નાથ જો       સાચી. ૩

લજ્જા રાખી બોલે મોટા આગળે;
લક્ષ્મી જેવી તેવું ભોજન ખાય જો;
લોક વિરૂદ્ધ વર્તે નહિ કુળવટ સાચવી,
કુલટા સ્ત્રીની સાથે કયાંય ન જાય જો. સાચી. ૪

સમતા રાખે સહુ કારજ કરતાં થકાં,
શિક્ષા દેતાં કદી નહીં અકળાય જો;
ગંભીરતા રાખી વર્તે સંસારમાં,
એવી સ્ત્રીના સદ્‌ગુણ સર્વે ગાય જો. સાચી. ૫

દેવ ગુરૂને ધર્મે ભક્તિ જેહની,
સંકટ આવે પતિને કરતી સહાય જો;
**બુદ્ધિસાગર** શીયળ પાળે પ્રેમથી,
શીયળવંતી નારી સુખડાં પાય જો. સાચી. ૬

---

( ૨૯ )

## સ્ત્રીધર્મ વિષે હિતશિક્ષા.

**( ઓધવજી સંદેશો કહેજો શ્યામને, એ રાગ. )**

શાણી સ્ત્રીને શિખામણ છે સહજમાં,
શીયળ પાળો મનમાં ધારી ટેક જો;
શ્રદ્ધા ભક્તિ વિનય વિચારે ચાલવું,
સત્યાસત્યનો મનમાં કરી વિવેક જો. શાણી. ૧

દયા દાન આભૂષણને કંઠે ધરો,
ક્રોધાવેશે કદી ન દેવી ગાળ જો;
દેરાણી જેઠાણી સાથે સંપીને,
વર્તે કરતી કુટુંબની સંભાળજો. શાણી. ૨

કુળ લક્ષ્મીથી ફૂલી થાય ન ફાળકો,
પ્રાતઃકાળે પડતી સાસુ પાય જો;
અભક્ષ્ય ભક્ષણ પ્રાણાંતે પણ નહીં કરે,
દેવગુરૂનાં દર્શન કરીને ખાય જો. શાણી. ૩

રડવું લડવું નિર્લજ્જ વાણી ભાખવી,
કરતી તેનો સત્ય ટેકથી ત્યાગજો,
સારી સ્ત્રીની સોબત કરતી પ્રેમથી,
વીતરાગ ધર્મે વર્તે મન રાગ જો શાણી ૪

પાડોશીની સાથે વર્તે પ્રેમથી
પરપુરૂષ સાથે હાસી નિવાર જો,
મિષ્ટ વચન મમતાથી હરખે બોલતી,
ધન ધન એવી સ્ત્રીનો જગ અવતાર જો શાણી. ૫

નિંદા ઝઘડા વેર ઝેરથી વેગળી,
સહુના સાગમા મનડું હરખાય જો,
"બુદ્ધિસાગર" બાળક ગુરૂણી માત છે,
સારી સ્ત્રીથી કુટુંબ સુખીયું થાય જો, શાણી ૬

---

( ૨૭ )

## पुत्रीने मानी शिखामण.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને, એ રાગ. )

શિક્ષા બાલિકાને માતા આપતી,
સંગત સારી બાલિકાની રાખ જો,
કરો વિનય મોટાનો હરખી હેતથી,
દુર્ગુણોને મનથી કાઢી નાખ જો શિક્ષા. ૧

ભણવી વિદ્યા ચીવટ રાખી વ્હાલથી,
કદી ન રાખો ગાળ દેવાની ટેવ જો,
વ્હેલા ઉઠી અભ્યાસે મન વાળવું,
માત પિતાની કરવી પ્રેમે સેવ જો શિક્ષા. ૨

માત કહે તે કાર્યો કરતી પ્રેમથી,
માત પિતાને કરતી નિત્ય પ્રણામ જો,
નવરી આથડતી નહિ પરના આગણે,
દેવગુરૂને કરતી શુદ્ધ પ્રણામ જો શિક્ષા ૩

રોવું રીસાવું નહિ હઠથી દીકરી,
જૂઠું ચોરી ચુગલી કરજે ત્યાગ જો;
વિદ્યાની ખામીથી મૂર્ખી સહુ કહે,
કરજે સાચો ધર્મમાર્ગથી રાગ જો. શિક્ષા. ૪

નિત્ય નિયમથી સહુ કૃત્યો કરવા થકી,
હળવે હળવે કાર્યો સર્વે થાય જો;
**બુદ્ધિસાગર** શિક્ષા માની માનતાં,
દીકરી ગુણિયલ કુટુંબમાંહિ ગણાય જો. શિક્ષા. ૫

---

( ૨૮ )

## समाधि पद.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને. એ રાગ. )

અન્તરના અલબેલા સાહિબ રીજસે,
ત્યારે થાશે સઘળાં કારજ સિદ્ધ જો;
અષ્ટ સિદ્ધિ ઘટમાં પ્રગટે છે ધ્યાનથી,
દાન ગુણોનું પોતાને પરસિદ્ધ જો. અન્તર. ૧

યમ નિયમ આસન ને પ્રાણાયામથી,
શરીર શુદ્ધિ થાશે ચિત્ત પવિત્ર જો;
પદ્માસન સિદ્ધાસનવાળી બેસજો,
સુષુમ્ણા ભેદક આસનની રીત જો. અન્તર. ૨

પ્રત્યાહારે ચિત્તની સ્થિરતા સંપજે,
ધારણા માંહે ધારો અન્તર દેવ જો;
ધ્યાનભેદ સમજીને ધ્યાને ધ્યાઈએ,
અન્તર આતમ પરમાતમની સેવ જો. અન્તર. ૩

નિર્વિકલ્પ સમાધિરૂપે સંપજે,
સુખનો દરિયો ગુણથી ભરીયો પૂર જો;
અલખ દશાની અવિચલ રટના લાગતાં,
નિર્મલ નયણે નિરખે આતમ નૂર જો. અન્તર. ૪

સહજ સમાધિ મોટી મનમા માનીએ,
વળજો એની વાટે વ્હેલા વીર જો,
ડગે મેરૂ પણ ચિત્ત ચચલતા નવી હુવે,
ધ્યાન દશા એવી વર્તે તે ધીર જો          અન્તર ૫

અનેકાન્તદૃષ્ટિથી આતમ ઓળખી,
પૂજો ધ્યાવો ગાવો શ્રી ભગવાન્ જો,
નિર્નામી પણ અનેક નામો એહના,
ષડ્ દર્શનમા સહુ ધ્યાવે છે ધ્યાન જો          અન્તર ૬

સાતનયોથી સ્વરૂપ સમજો આત્મનુ,
સાપેક્ષે ષડ્ દર્શન આત્મ સમાયજો,
સ્યાદ્વાદ સત્તાથી પૂરણ પામીએ,
ભેદભાવ ટળે ત્યારે દ્દગ થાય જો          અન્તર ૭

અન્તર સ્વામી સમજ્યા વિણ શુ સેવના,
શ્રદ્ધા ભક્તિ પ્રીતિથી પરખાય જો,
શબ્દ સૃષ્ટિ વિકલ્પ શમ્યા નિજ શુદ્ધિમા,
**બુદ્ધિસાગર** અન્તર્યામી ગાય જો          અન્તર ૮

---

( ૨૯ )

## पुरुषना धर्मविषे.

( ઓધવજી સદેશો કહેજો શ્યામને. એ રાગ. )

સદ્ગુરૂ દે છે શિક્ષા શિષ્ય પ્રતિ મુદા,
નમન કરીને શિષ્ય સુણે કર જોડ જો,
સર્વ જીવની સાથે મૈત્રી ભાવના,
કદી ન કરજે યોગિ યતિથી હોડ જો          સદ્ગુરૂ ૧

સુખ દુઃખમા સમભાવે આયુષ્ય ગાળવુ,
વંદક નિંદક ઉપર સરખો ભાવ જો,
સદુપદેશે હિત સઘળાનું સાધવુ,
ભવ જલધિને તરવા શરીર નાવ જો          સદ્ગુરૂ. ૨

શુદ્ધ ક્રિયાથી કર્મ કલંક વિદારવું,<br>
દોષીના દોષોનો કરવો નાશ જો;<br>
પ્રાણાંતે પણ જીવદયાને પાળવી,<br>
સત્યદેવ સદ્ધર્મે ધર વિશ્વાસ જો. સદ્ગુરૂ. ૩

ગુરૂની આજ્ઞા કો કાળે નહી ત્યાગવી,<br>
સત્ય ધર્મમાં કદી ન કરવો સ્વાર્થ જો;<br>
વિનયવંત શિષ્યો સદ્ગુણને પામતા,<br>
પડે પિણ્ડ પણ છોડો નહિ પરમાર્થ જો. સદ્ગુરૂ. ૪

મહાવ્રતોને ધારી આતમ ધ્યાનમાં,<br>
રમજે જેથી જાગે અન્તર જ્યોત જો;<br>
અન્તર્યામી પરમાતમની પ્રાપ્તિથી,<br>
હોવે કેવલજ્ઞાને સત્ય ઉદ્યોત જો. સદ્ગુરૂ. ૫

અનેકાન્તદર્શનથી આતમ ઓળખે,<br>
અન્તર્મુખતા વૃત્તિની તવ હોય જો,<br>
આત્મસ્વરૂપે ખેલે શુદ્ધ સ્વભાવથી,<br>
તત્ત્વરમણથી નડે ન કોને કોય જો. સદ્ગુરૂ. ૬

ગુરૂ વચનામૃત પામે શિષ્ય સુપાત્ર જે;<br>
ગુરૂ ભક્તિથી શક્તિ પ્રગટે સર્વ જો;<br>
સદ્ગુરૂગમથી જ્ઞાન સફલતા જાણીએ,<br>
નાશે તેથી વિષય વાસના ગર્વ જો; સદ્ગુરૂ. ૭

રાગી દ્વેષી ગુરૂ નિન્દક જે પ્રાણિઆ,<br>
ધિક્ ધિક્ તેનો માનવનો અવતાર જો;<br>
**બુદ્ધિસાગર** સદ્ગુરૂ દર્શન દોહીલું,<br>
પામી પ્રાણી પામે ભવનો પાર જો. સદ્ગુરૂ. ૮

---

( ૩૦ )

## શિષ્યને સદ્ગુરુની શિક્ષા.

( ઓધવજી મ દેશો કહેજો શ્યામને. એ રાગ. )

સમજુ નરને શિખામણ છે સાનમા,
કરે નહિ પર લલના સાથે પ્યાર જો,
હાસી ઠઠ્ઠા પર સ્ત્રી સાથે નહીં કરે,
કામી નરનો ધિક્ ધિક્ અવતાર જો  સમજુ. ૧

છેલછબીલો કુલ કલકી નહીં હુવે,
વિચારીને બોલે સારા બોલ જો,
કહેતો જેવુ તેવુ મનથી પાળતો,
એવા નરનો જગમા વધતો તોલ જો  સમજુ. ૨

મદિરાપાની લપટ સગત નહીં કરે,
કુલવટથી ચલવે જગમા વ્યવહાર જો,
ન્યાયવૃત્તિથી ધંધો કરતો સત્યથી,
ન્યાયલક્ષ્મીના ભોજનથી આહાર જો  સમજુ ૩

સહુની સાથે વર્તે મૈત્રીભાવથી,
માત પિતાને નમન કરે હિત લાય જો,
મોટા જનનુ માન કરે તે પ્રેમથી,
કલક આળ ચઢે ત્યા કદી ન જાય જો  સમજુ ૫

આડે રસ્તે લક્ષ્મી ખર્ચે નહીં કદી,
જ્ઞાત જાતિનો કરતો સત્ય ઉદ્ધાર જો,
દુખી દીનને સહાય શક્તિથી આપતો,
કુટુબ જનની સાથે રાખે પ્યાર જો  સમજુ ૫

પૂજ્ય ગુરૂને વંદન કરે બહુ ભાવથી,
સદ્ગુરૂ શિક્ષા શ્રવણ કરે હિત લાય જો,
વૈયાવચ્ચ કરે શ્રી સદ્ગુરૂરાયની,
સાધર્મિને દેખી મન હરખાય જો.  સમજુ. ૬

લક્ષાધિપતિઓની રાખો થઇ ઘણી,
મરતાં તેવી રાખ તમારી થાય જો;
ચેતો ચેતો વૈરાગી થઇ જાગજો,
નહિ ચેતે તે પાછળથી પસ્તાય જો. હે લક્ષા. ૭

સાત ક્ષેત્રમાં લક્ષ્મી ખર્ચો ભાવથી,
દુઃખી જનનો કરજો ઝટ ઉદ્ધાર જો;
ફોગટ લક્ષ્મી ખર્ચો નહીં કુક્ષેત્રમાં,
પુણ્ય કર્યાથી સ્વર્ગાદિક અવતાર જો. હે લક્ષા. ૮

શરીર ન્યારૂં લક્ષ્મી ન્યારી છેવટે,
એકીલો જીવ જાશે કોઇ ન સાથ જો;
ધર્મ કરી લ્યો સદ્‌ગુરૂગમથી પ્રાણિયા,
સેવો શ્રી કરૂણાલુ જિનવર નાથ જો. હે લક્ષા. ૯

ધર્મ કરંતાં સુખીઆ જગમાં પ્રાણિયા,
શાશ્વત સુખડાં સહેજે તેથી થાય જો;
**બુદ્ધિસાગર** અવસર પામી ચેત જો,
પામો જલ્દી શિવસંપદ સુખદાય જો. હે લક્ષા. ૧૦

---

## ( ૩૨ )

## શ્રાવકનું વર્તન.

**( ઓધવજી સંદેશો કહેજો શ્યામને. એ રાગ. )**

શ્રદ્ધાળુ ગંભીર શ્રાવક સુજાણ છે,
જીવ દયાળુ ઘટમાં સત્ય વિવેક જો;
નવ તત્ત્વાદિક સમજે ગુરૂગમ જ્ઞાનથી,
સદાચરણ શ્રદ્ધાની મનમાં ટેક જો. શ્રદ્ધાળુ. ૧

જિનવર દેવ ગ્રહ્યાથી તેહ સનાથ છે,
અનાથ નહીં કહેવાતો શ્રાવકપુત્ર જો;
કરે કમાણી ન્યાયવૃત્તિ સંસારમાં,
સંતોષે ચલવે છે ઘરનું સૂત્ર જો. શ્રદ્ધાળુ. ૨

મુનિની પાસે વ્રત ઉચ્ચરતો ભાવથી,
લીધા તેવા વ્રત પાળે ગુણવાન્ જો,
સાધર્મિને દેખી મન હરખાય છે,
ભક્તિથી કરતો તેનુ બહુમાન જો   શ્રદ્ધાળુ ૩

સત્ય મનોરથ મુનિવ્રતના દીલમા કરે,
કારાગૃહ સમ જાણે આ સસાર જો,
જલ પકજવત્ ન્યારો અન્તરથી રહે,
ધન્ય ધન્ય તેવા શ્રાવક અવતાર જો   શ્રદ્ધાળુ ૪

વ્યવહારે સમકિતની શ્રદ્ધા સાચવે,
જૈનધર્મની વૃદ્ધિમા લયલીન જો,
સાત ક્ષેત્રમા લક્ષ્મી ખર્ચે ભાવથી,
સંકટ પડતા કદી ન થાવે દીન જો   શ્રદ્ધાળુ. ૫

સદ્ગુરૂ મુનિને ખમાસમણુ દે ભાવથી,
ગુરૂસાક્ષીએ કરતો પ્રત્યાખ્યાન જો,
પ્રતિક્રમણ સામાયિક સમજીને કરે,
ધર્મ કર્મમા નિશદિન રહે ગુલતાન જો   શ્રદ્ધાળુ ૬

નિન્દા લવરી ચાડી ચુગલી નહિ કરે,
પ્રિય સાચથી બોલે રૂડા બોલ જો,
ચોરી જારી પાપ કરે નહિ સ્વપ્નમા,
જૈન ધર્મનો વધતો તેથી તોલ જો.   શ્રદ્ધાળુ ૭

જિનપ્રતિમાને પૂજે જે બહુમાનથી,
જિનની આણાએ સમજે તે ધર્મ જો,
દાન દિયે મુનિવરને જે બહુમાનથી,
એવા શ્રાવક પામે શાશ્વત શર્મ જો   શ્રદ્ધાળુ ૮

તન મન ધનથી જૈન ધર્મ વૃદ્ધિ કરે,
ગુરૂ આણાએ ધર્મ કરે સુખકાર જો,
બુદ્ધિસાગર શ્રાવક એવા પાકશે,
ત્યારે થાશે જૈન ધર્મ ઉદ્ધાર જો   શ્રદ્ધાળુ ૯

---

( ૩૩ )

## વ્યવહાર ધર્મારાધન વિષે.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને. એ રાગ. )

સાચી શિક્ષા સાંભળજો સહુ વ્હાલથી,
નય વ્યવહારે ધરવો ધર્માચાર જો;
પુષ્ટાલમ્બન નિમિત્ત કારણ સેવના,
એહીજ વ્યવહારે વર્તો સુખકાર જો. સાચી. ૧

દેવગુરૂની શ્રદ્ધા સાચી રાખજો,
ધર્મક્રિયાથી નિર્મલ આતમ થાય જો;
સમજો હેતુ ધર્મક્રિયાના ભાવથી,
ધર્મક્રિયામાં અભ્યાસી સુખ પાય જો. સાચી. ૨

ઉદ્યમની બળવત્તા સાચી માન જો,
ધર્મોદ્યમથી સફલ હુવે અવતાર જો;
શૂરા થઇને આળસ ત્યાગી સેવીએ,
જૈન ધર્મને ભવોભવમાં સુખકાર જો. સાચી. ૩

ભવિતવ્યતા માનંતાં એકાંતથી,
આલસનું ઘર બનશો સજ્જન ભવ્ય જો;
સેવો ઉદ્યમ સમજો સાચા તત્ત્વને,
સંયમ પુષ્ટિ સુંદર છે કર્તવ્ય જો. સાચી. ૪

નય વ્યવહારે શાસન ચાલે વીરનું,
જંગમ તીર્થોન્નતિ વ્યવહારે થાય જો;
શ્રાવક સાધુ ધર્મે પણ વ્યવહાર છે,
પૂજા ભક્તિ વ્યવહારે જયકાર જો. સાચી. ૫

નિશ્ચયનય જાણી તજતાં વ્યવહારને,
હોવે તેથી ધર્મ તીર્થ ઉચ્છેદ જો;
બે નય માને ધર્મ કર્મની સાધના,
નાશે તેથી જન્મ મરણના ખેદ જો. સાચી. ૬

દુનિયાના વ્યવહારે વર્તો ભાવથી,
ધર્મતણા વ્યવહારે શકા થાય જો,
તે પણ મિથ્યા ભ્રમણા જાણી ત્યાગશો,
નય વ્યવહારે ઉદ્યમથી સુખ થાય જો    સાચી. ૭

એ નય માને અનેકાન્તની સિદ્ધિ છે,
જ્ઞાનક્રિયાથી શાશ્વત મુક્તિ થાય જો,
બુદ્ધિસાગર અતરમા અધ્યાત્મથી,
વર્તો બાહિર વ્યવહારે હિત લાય જો    સાચી ૮

---

( ૩૪ )

## શૂરવીર સાધુ વ્રત પાળે છે તે ઉપર.

( હવે મને હરિ નામશુ નેહ લાગ્યો, એ રાગ. )

મુક્તિના પન્થે શૂરવીર ચાલશે રે જાગી,
કાયર તો જાય ત્યાથી ભાગી રે    મુક્તિ

સુભટનો વેષ પહેરી પચેયો રણમા તો,
ચાલે છે સહુની રે આગે,
ખગખરીનો જ્યારે ખેલ આવે ત્યારે,
મૂઠી વાળીને ભીરૂ ભાગે રે    મુક્તિ ૧

સતીનો ડોળ ભલે રાખે સહુ નારીયો,
પતિની સાથ સતી બળશે,
ભક્તિ ચુંતેલ માગે ખગ ભકતની,
ભક્તિ તે ભાવમાહિ ભળશે રે    મુક્તિ. ૨

દીક્ષા લેઈને સાધુ કહાવે સહુ,
વિરલા સયમથી વિચરતા,
કરી કેશરીયા મોહ હઠાવી,
જય લક્ષ્મી કેઈ વરતા રે.    મુક્તિ ૩

લીધો વેષ તેને ભજવે છે શૂર જન,
બોલે છે બોલ તેવું પાળે;
**બુદ્ધિસાગર** શૂરવીર સાધુઓ,
શિવપુર સન્મુખ ચાલે રે. મુક્તિ. ૪

---

( ૩૫ )

## મુનિ સદ્ગુરુ.

( રાગ સવૈયા એકત્રીશા. )

નમો નમો મુનિવર સુખરાજા, વૈરાગી ત્યાગી શુરવીર,
પંચ વ્રતોને પ્રેમે પાળે, ધર્મ ધ્યાનમાં વર્તે ધીર;
દેશો દેશ વિહાર કરીને, ઉપદેશે છે નર ને નાર,
નમો નમો મુનિવર, સુખરાજા, વંદન હોજો વારંવાર. ૧

સંઘ ચતુર્વિધમાં જે મ્હોટા, જિનશાસનના જે સુલતાન,
જૈનોન્નતિમાં જીવન ગાળે, ધર્મરત્નનું દેતા દાન;
સાચું જંગમ તીર્થ મુનીશ્વર, ભવોદધિ તારે નરનાર;
નમો નમો મુનિવર સુખરાજા, વંદન હોજો વારંવાર. ૨

શ્રાવકને મુનિવરનું અન્તર, છિલ્લરને સાગર ઉપમાન,
પરમ પ્રભુમાં મુનિવર ભાખ્યા, કરતા પિંડસ્થાદિક ધ્યાન;
ત્રિજ્ઞાની પણ વીર જિનેશ્વર, દીક્ષા લેવે મુનિની સાર,
નમો નમો મુનિવર સુખરાજા, વંદન હોજો વારંવાર. ૩

મુનિવર વૈયાવૃત્યે રાચો, કરશો મુનિવરનું બહુમાન,
મુનિ વિના નહીં સંઘ કહાવે, આવશ્યકમાં મુનિ ભગવાન્;
સૂરિ વાચક પણ મુનિવર વેષે, સંઘ ચતુર્વિધના આધાર,
નમો નમો મુનિવર સુખરાજા, વંદન હોજો વારંવાર. ૪

વ્રત ઉચ્ચરવા મુનિની પાસે, આગમમાં ભાખ્યું છે સ્પષ્ટ,
સમકિત ઉચ્ચરવું મુનિ પાસે, નહિ માને તે ભૂલે ભ્રષ્ટ;
દ્રવ્ય ક્ષેત્ર ને કાલસ્વભાવે, મુનિમંડળ વર્તે જયકાર,
નમો નમો મુનિવર સુખરાજા, વન્દન હોજો વારંવાર, ૫

સપ્ત ક્ષેત્રમા મુનિવર શ્રમણી, આવ્યા છે સમજો તે વાત,
તુચ્છ બુદ્ધિને વેર ઝેરથી, કરવો નહિ મુનિપદનો ઘાત,
મુનિમંડલના અભ્યુદયથી, થાશે જિનશાસન ઉદ્ધાર
નમો નમો મુનિવર સુખરાજા, વદન હોજો વારવાર, ૬

સમકિતદાતા મુનિવર ગુરૂજી, જગમા તેનો બહુ ઉપકાર,
વિજયપતાકા જિનશાસનની, મુનિવરથી માનો નિર્ધાર,
વીરની પાટે મુનિવર વેષે સૂરિવર એમે છે જયકાર,
નમો નમો મુનિવર સુખરાજા, વદન હોજો વારવાર ૭

ચરણ કરણ સેવનમા શૂરા, જ્ઞાન ધ્યાનમા કાઢે કાળ,
કનક કામિની ત્યાગ કરીને, ત્યાગી જૂઠી માયા જાળ,
હરિભદ્ર શ્રીહેમચન્દ્રને, વાચક યશોવિજયજી સાર,
નમો નમો મુનિવર સુખરાજા, વદન હોજો વારવાર ૮

યુગપ્રધાનો મુનિવર વેષે, શાસન શોભાના કરનાર,
પુણ્યવન્તને મુનિવર દર્શન, અમૃતસમ લાગે સુખકાર,
**બુદ્ધિસાગર** પચમકાળે, મુનિવર ગુરૂનો છે આધાર,
નમો નમો મુનિવર સુખરાજા, વદન હોજો વારવાર ૯

---

( ૩૬ )

## हुं ने मारुं.

(રાગ પ્રભાત )

હુ ને મારૂ માની પ્રાણી, ચાર ગતિમા ભટકયો રે;
અજ્ઞાને અથડાયો જ્યા ત્યા, અવળી મતિથી અટકયો રે હુ ૧
છાયામિષે કાળ ભમે છે, ક્ષણમા પકડી જાશે રે,
કુટુમ્બ કબીલો સાથ ન આવે, આવ્યા તેવુ જવાશે રે હુ ૨
જરૂર જજાળે જકડાતા, દુખના દરિયા મોટા રે,
ગુરૂગમથી સમજીને પ્રાણી, વાળીશ નહિ તું ગોટા રે હું. ૩

જન્મ્યા તેને જરૂર મરવું, ફુલીને શું ફરવું રે;
કાળઝપટમાં સહુ ઝપટાશે, કામ ન કરવું વરવું રે. હું. ૪

પાણીના પરપોટા જેવી, કાયા રોગ ભરેલી રે;
મારી માને મૂરખ જીવડા, વિણશી જાશે ઘહેલી રે. હું. ૫

જૂઠી કાયા જૂઠી જાયા, જૂઠી જનની માયા રે;
પુદ્ગલ બાજી કબુ ન છાજી, મોહે શું મકલાયા રે. હું. ૬

વીર જિનેશ્વર કેવલનાણી, સાચી વાણી જાણી રે;
**બુદ્ધિસાગર** અન્તરમાંહિ, આજ્ઞા જિનની આણી રે. હું. ૭

---

## ( ૩૭ )

## પતિવ્રતા સ્ત્રી વિષે.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને. એ રાગ. )

પ્રમદા પતિવ્રતાના ધર્મો સાચવે, પતિ પહેલાં ઉઠે ગણુતી નવકાર જો,
પંજેળે નહિ પતિને સમતા આદરે, બચ્ચાંને હિતશિક્ષા દેવે પ્યાર જો.
પ્રમદા. ૧

નવરી બેઠી નિન્દા લવરી નહિ કરે, કદી ન કરતી પ્રાણપતિ પરક્રોધજો,
છેલછબીલી બની ઠણીને નહિ ફરે, સાહેલીને દેતી રૂડો બોધ જો.
પ્રમદા. ૨

દેશી વસ્ત્રો દેશી વેષને પહેરતી, વિધવા લગ્ને કદી ન કરતી વ્હાલ જો,
સુધારાના વાયુથી રહે વેગળી, કદી ન દેતી ક્રોધ કરીને ગાળ જો.
પ્રમદા. ૩

દાન દયા આભૂષણ કંઠે ધારતી, શરીર લજ્જા ધારક ધારે વસ્ત્ર જો,
નીતિ રીતિ રાખે કુલવટ નેકથી, વેણ ન બોલે જેવાં તીખાં શસ્ત્ર જો.
પ્રમદા. ૪

વિચારીને વદતી વાણી મીઠડી, શીયલના શૃંગારે શોભે દેહ જો,
દેવ ગુરૂની ભક્તિ કરતી પ્રેમથી, સહુને સાથે વર્તે નિર્મલ નેહ જો.
પ્રમદા. ૫

સદ્‌ગુણમાલાથી શોભે છે સુન્દરી, ધર્માચારો પાળે નિશદિન પ્રેમ જો,
બુદ્ધિસાગર શોભે સતીઓ શ્રાવિકા, જૈનધર્મને પાળી પામે ક્ષેમ જો
પ્રમદા ૬

---

(૩૮)

## असार दुनिया.

( શ્રી રે સિદ્ધાચળ ભેટવા એ રાગ. )

જગમા કોઇ ન કોઇનુ, જૂઠી સગપણ બાજી,
મારૂ મારૂ ત્યા માનીને, કેમ રહેવુ રાચી  જગમા ૧
મ્રાગથિયા સસારમા, જીવ નાચે છે કર્મે,
સાથ ન કોઇ આવતુ, વાળ દીલડુ ધર્મે  જગમા ૨
અજ્ઞાને જીવ આંધળો, શુદ્ધ ધર્મ ન દેખે,
વિષયવાસના નાચમા, પુણ્ય પાપ ન લેખે  જગમા ૩
ગદ્ધાવૈતરૂ બહુ કરે, મોહમાયા ભરેલો,
પાપની પોઠી બાંધીને, જાય નરકે એકીલો  જગમા ૪
આજ કાલ કરતા થકા, વીતી આયુષ્ય જાવે,
ધર્મ કર્મ બે સાથમા, અન્તે પરભવ જાવે  જગમા ૫
ચેત ચેત અરે જીવડા, ત્યાગ દુનિયા બાજી,
બુદ્ધિસાગર ધર્મથી, રહેજે નિશદિન રાજી  જગમા ૬

---

(૩૯)

## परमतत्र.

( શ્રી રે સિદ્ધાચલ ભેટવા. એ રાગ )

શક્તિ અનતી જીવમા, સત્તાએ જ ધારો,
વ્યક્તિભાવ તેનો કરો, પામો ભવપારો  શક્તિ ૧
પુદ્‌ગલ શક્તિથી ભિન્ન છે, શુદ્ધ ચેતન શક્તિ,
આપસ્વભાવે સ્વગુના, કરતા હોય વ્યક્તિ  શક્તિ ૨

દીન ભાવ દૂરે કરી, પરમાતમ ભાવો;
આપો આપ પ્રકાશતો, નહિ કોઇનો દાવો. શક્તિ. ૩

આપ આપમાં પરિણમે, ઉચ્ચ જીવન વૃદ્ધિ,
સમજુ શુદ્ધ સ્વભાવથી, લહે આનંદ ઋદ્ધિ. શક્તિ. ૪

પર પરિણામે બંધ છે, શુદ્ધ ઉપયોગે મુક્તિ;
આપ બંધાતો છૂટતો, સત્ય ગુરૂગમ યુક્તિ. શક્તિ. ૫

લાગી તાળી ધ્યાનની, જ્યોતિ અન્તર જાગી,
**બુદ્ધિસાગર** બ્રહ્મમાં, લયલીનતા લાગી. શક્તિ. ૬

---

## ( ૪૦ )

## आत्मऋद्धि.

( શ્રી રે સિદ્ધાચલ ભેટવા. એ રાગ. )

જે જોઇએ તે આત્મમાં, બાકી બાહ્યમાં ભ્રાન્તિ;
બાહ્ય દશામાં દોડતાં, કદી હોય ન શાન્તિ. જે. ૧

જે જાગ્યા નિજભાવમાં, પામ્યા ક્ષાયિક દેવા;
ઔદયિકાદિક ભાવથી, સાચી પ્રભુસેવા, જે. ૨

અષ્ટ સિદ્ધિ નવઋદ્ધિયો, નિજઘટમાંહિ છાજે;
પ્રગટપણે શુદ્ધ ચેતના, શુદ્ધ ચેતન ગાજે. જે. ૩

મંગલનો મંગલ પ્રભુ, શુદ્ધ ચેતન દીવો;
સહજ સ્વરૂપી ચેતના, ધ્યાનામૃત પીવો. જે. ૪

લવણની પૂતળી જલધિમાં, ત્યાગ લેતાં સમાણી;
પરમાનન્દ શું વર્ણવે, તેમ વૈખરી વાણી ? જે. ૫

ઉગ્યો દિનમણિ ઝળહળે, રહે નહિ જગછાનો;
**બુદ્ધિસાગર** અનુભવે, શુદ્ધદેવ મજાનો. જે. ૬

---

(૪૧)

## मुनिवर गहुंली.

( શ્રી સ્થુલિભદ્ર મુનિવરમાહિ શિરદાર જો એ રાગ. )

સદ્ગુરૂ મુનિવર પચ મહાવ્રત ધારી જો,
ઘર ત્યાગીને થયા મુનિ અનગારી જો,
સત્તર ભેદે સયમ પાળે ભાવથી જો ૧
અન્તર દૃષ્ટિથી આતમ અજુવાળે જો,
અતિચારને પ્રતિક્રમણથી ટાળે જો,
સુખ દુ:ખમા વૈરાગ્યે સમભાવે રહે જો ૨
જિનશાસનની શોભા નિત્ય વધારે જો,
આપ તરે ને બીજાને વળી તારે જો
ધ્યાનદશામા જીવન સઘળુ ગાળતા જો ૩
જિનવાણી અનુસાર દે ઉપદેશ જો,
ઉદયે આવ્યા ટાળે રાગ ને દ્વેષ જો
શાત દશાથી અનુભવમદિર મ્હાલતા જો ૪
માન કરે કોઇ મનમા નહિ મલકાય જો,
જશ અપજશમા સમભાવે મુનિરાય જો,
જ્ઞાન ધ્યાનથી મનમર્કટને વશ કરે જો ૫
ચડતે ભાવે સયમ સાચુ શોધ જો,
દિન પ્રતિદિન સયમમાહિ બોધ જો,
નિરૂપાધિપદયોગે સુખ અનુભવ લેહેજો ૬
કરે ન નિન્દા દ્વેષઘડી તલભાર જો,
ધર્મ કરીને સફળ કરે અવતાર જો,
એવા મુનિવર વદો ઉત્તમ ભાવથી જો ૭
મુનિવરની ભક્તિથી સીઝા મેવા જો
કરવી ભાવે મુનિ ગુરૂની સેવા જો,
બુદ્ધિસાગર સદ્ગુરુ મુનિ આધાર છે જો ૮

(૪૨)

## મુનિવરનો શ્રાવકને ઉપદેશ.

( શ્રી સ્થૂલિભદ્ર મુનિવરમાં શિરદાર જો. એ રાગ. )

સદ્‌ગુરૂ મુનિવર શ્રાવકને ઉપદેશે જો,
પડો ન શ્રાવક પાપકર્મના કલેશે જો;
દેવગુરૂનું આરાધન નિશદિન કરો જો. ૧

જિનવાણી સાંભળશો ગુરૂની પાસ જો,
વ્રત નિયમ પણ કરવાં ભાવે ખાસ જો;
સિદ્ધાંતે સાંભળતાં શ્રદ્ધા નિર્મલી જો. ૨

શ્રવણ કરીને મનમાં સાચુ રાખો જો;
મોહદશાને ટાળી સુખડાં ચાખો જો;
સ્વપ્નામાં પણ સંસારે સુખ નહિ જરા જો. ૩
કમળ રહે છે જળમાંહિ નિશદિન જો,
જોશો તે વર્તે છે જલથી ભિન્ન જો;
સંસારે લેપાતા નહીં શ્રાવક ખરા જો. ૪

શ્રાદ્ધવિધિમાં શ્રાવકનો અધિકાર જો,
ધર્મરત્નમાં પણ તેનો વિસ્તાર જો;
દ્વાદશ વ્રતને ધારે શ્રાવક પ્રેમથી જો. ૫

સાત ક્ષેત્રમાં વાપરતો નિજ વિત્ત જો,
ગુણ ગ્રહણમાં વર્તે જેનું ચિત્ત જો;
ગુરૂની આજ્ઞા પાળે શિર સાટે ખરા જો. ૬
ન્યાયથકી પેદા કરતો જે વિત્ત જો,
દોષો ટાળી રાખે દીલ પવિત્ર જો;
શ્રાવકના આચારો જયણાથી ભર્યા જો. ૭

સાધર્મીને દેખી હર્ષિત થાય જો,
ધર્મબંધુને કરતો ભાવે સહાય જો;
અપૂર્વ અવસર જૈનધર્મ પામ્યો ગણે જો. ૮

મુનિવર થાવા ઇચ્છા દીલ હમેશ જો
મુનિ થઇને વિચરીશ દેશ વિદેશ જો,
એવા ભાવ પ્રગટવાથી શ્રાવક ખરો જો. ૯
પાળો શ્રાવકના ઉત્તમ આચાર જો,
સફળ કરોને માનવભવ સુખકાર જો,
બુદ્ધિસાગર ઉપદેશે મુનિવર ગુરૂ જો ૧૦

---

## ( ૪૩ )

## જૈન ધર્મ.

( શ્રી સ્થૂલિભદ્ર મુનિવરમા શિરદાર જો એ રાગ. )

મુનિવર ઉપદેશે છે શ્રી જિન ધર્મ જો,
ટાળો ભવ્યો આઠ જાતના કર્મ જો,
શ્રવણુ કરીને સદ્વર્તન સુધારશો જો ૧
દયાધર્મ વર્તે જગમા જયકાર જો,
જિન આણાથી પાળો નર ને નાર જો,
સ્વરૂપ સાચુ સમજી જિન આગમથકી જો ૨
સાચુ બોલો નિશદિન નર ને નાર જો,
સાચુ બોલે તેનો ધન્ય અવતારજો,
સાચુ બોલે વચનસિદ્ધિ થાશે ખરી જો ૩
કરો ન ચોરી જેથી દુખ અપાર જો,
ચોરી કરતા પાપકર્મ નિર્ધાર જો,
પ્રાણ પડે પણ ચોરી કદી ન કીજીએ જો ૪
જનની સરખી દેખો પરની નાર જો,
વ્યભિચારથી નરકગતિ અવતાર જો,
સર્વનારી મૈથુન નિવારે મુનિવર જો ૫
પરિગ્રહ મમતા ત્યાગો નર ને નાર જો,
સદ્ગુણની દષ્ટિ ધરશો જયકાર જો,
રાખો સહુની સાથે મૈત્રી ભાવ જો. ૬

વાત વાતમાં કદી ન કરીએ કલેશ જો,
ઉચ્ચાશયથી વર્તો ભવ્ય હમેશ જો;
પાપકર્મને ટાળો સાચા જ્ઞાનથી જો. ૭

મુનિ ગુરૂવર દેવે છે ઉપદેશ જો,
ટાળો ભવ્ય જન્મજરાના કલેશ જો;
બુદ્ધિસાગર ધર્મ કરંતાં સુખ ઘણું જો. ૮

---

( ૪૪ )

## अपूर्व अवसर.

( ઓધવજી સંદેશો-એ રાગ. )

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે,
શત્રુ મિત્રપર વર્તે ભાવ સમાન જો;
માયા મમતા બંધન સર્વ વિનાશીને,
ક્યારે કરશું અનેકાન્તનય ધ્યાન જો. અપૂર્વ૦ ૧

શુદ્ધ ભાવમાં રમણ કરીશું ટેકથી,
ષડ્ દ્રવ્યોનું કરશું ઉત્તમ જ્ઞાન જો;
અનુભવામૃત આસ્વાદીશું પ્રેમથી,
સરખાં ગણશું માન અને અપમાન જો. અપૂર્વ૦ ૨

પિંડસ્થાદિક ચાર ધ્યાનને ધારશું,
બાર ભાવના ભાવીશું નિશદિન જો;
સ્થિરોપયોગે શુદ્ધ રમણતા આદરી,
ધ્યાનદશામાં થાશું બહુ લયલીન જો. અપૂર્વ૦ ૩

સર્વ સંગનો ત્યાગ કરીશું જ્ઞાનથી,
બાહ્યોપાધિ જરા નહિ સંબંધ જો;
શરીર વર્તે તો પણ તેથી ભિન્નતા,
કદી ન થઈશું મોહભાવમાં અંધ જો. અપૂર્વ૦ ૪

શુદ્ધ સનાતન નિર્મળ ચેતન દ્રવ્યનો,
ક્ષાયિકભાવે કરશુ આવિર્ભાવ- જો,
એકપણું લીનતાને આદરશુ સહી,
ગ્રહણ કરીને ઔદાસીન્ય સ્વભાવ જો          અપૂર્વ૦ ૫
પ્રતિ પ્રદેશે અનત શાશ્વત સુખ છે,
આવિર્ભાવે તેનો કરશુ ભોગ જો,
બુદ્ધિસાગર પરમ પ્રભુતા સપજે,
ક્ષાયિક ભાવે સાધો નિજગુણુ ચોગ જો.          અપૂર્વ૦ ૬

---

## ( ૪૫ )

### ( રાગ ઉપરનો )

### સંયમ ધર્મ.

મુનિવર ઉપદેશે છે સયમ ધર્મને,
જેથી ભવ્યો પામે શાશ્વત શર્મ જો,
પરમ પ્રભુતા પામે દુઃખડા સહુ ટળે,
અનતભવના બાધ્યા નાસે કર્મ જો          મુનિવર ૧
બાહ્ય ઉપાધિ સયમથી દૂરે ટળે,
દ્રવ્યભાવથી સયમ સુખની ખાણુ જો,
ત્રિજ્ઞાની તીર્થંકર સયમને ગ્રહે,
સેવો સયમ પામી જિનવર આણુ જો          મુનિવર ૨
રકજનો પણુ સયમથી સુખિયા થયા,
થાશે અનતા સયમથી નિર્ધાર જો,
જ્ઞાન સફલતા, સયમના સેવનથકી,
પામે પ્રાણી ભવપાથોધિ પાર જો.          મુનિવર. ૩
અન્તર્ ગુણુની સ્થિરતા સયમ મોટકુ,
ઈન્દ્રાદિક પણુ સેવે મુનિવર પાય જો,
દ્રવ્યાદિકથી સયમ પાળે મુનિવરા,
સયમ સેવે જન્મ જરા દુઃખ જાય જો          મુનિવર.. ૪

ગુરૂ ઉપદેશે જનને બોધે, ગુરૂ વૈરાગ્યે ચેતન શોધે;
લાગંતાં કર્મ સહુ રોધે. મુનિવર૦ ૪
ગુરૂ ધ્યાન દશાથી ઘટ જાગે, રંગાતા નહિ લલના રાગે;
સાધે જિનલક્ષ્મી વૈરાગ્યે. મુનિવર૦ ૫
અન્તર્ ઋદ્ધિના ઉપયોગી, સાધે છે રત્નત્રયી યોગી;
પરમાતમ અમૃતરસ ભોગી. મુનિવર૦ ૬
ગુરૂ શુદ્ધોપયોગે નિત્ય રમે, પરભાવ દશામાં જે ન ભમે;
જે જ્ઞાનદશાનું જમણુ જમે. મુનિવર૦ ૭
ગુરૂ ભાવદયાના છે દાતા, જ્ઞાતા ધ્યાતા ને જગત્રાતા;
નિશ્ચય દૃષ્ટિ નિજ ગુણુ રાતા. મુનિવર૦ ૮
ગુરૂવરજી જગમાં ઉપકારી, જે અનેકાન્ત મતના ધારી;
**બુદ્ધિસાગર** શુભ જયકારી. મુનિવર૦ ૯

---

( ૪૮ )

## मुनि महिमा.

( વ્હાલા વીર જિનેશ્વર—એ રાગ. )

મુનિવર વૈરાગી ત્યાગી જગમાં જયકાર છે રે,
ખરેખર બ્રહ્મદશાના ભોગી મુનિવર થાય છે રે;
જંગમ તીર્થ મુનિવર સાચું, પ્રેમ ધરી મુનિપદમાં રાચું,
જગમાં મુનિવર સાચા ઉપદેશક કહેવાય છે રે. મુનિવર૦ ૧
બાહ્ય ઉપાધિના જે ત્યાગી, અન્તર્ ગુણના જે છે રાગી;
સુખકર વૈરાગી શિવમંદિરમાંહિ જાય છે રે. મુનિવર૦ ૨
નિન્દા વિકથા દોષો વારે, આપ તરેને પરને તારે;
શાશ્વત સુખના સાધક જગમાંહિ વખણાય છે રે. મુનિવર૦ ૩
પરમ મહોદય ઋદ્ધિ ધારી, ભાવદયાના જે ઉપકારી;
બાધક યોગો ટાળી સાધકમાંહિ જાય છે રે. મુનિવર૦ ૪
સિદ્ધદશાના જે અધિકારી, વંદો પ્રેમે નરને નારી;
સાચી આત્મદશાના ભોગી, મુનિ વર્તાય છે રે. મુનિવર૦ ૫

આત્મજ્ઞાનમા જે રગાયા, અનુભવ અમૃત ધ્યાને પાયા,
પ્રેમે પરમભાવમા ધ્યાન થકી રગાય છે રે     મુનિવર૦ ૬
સમકિત દાતા મુનિ ઉપકારી, ધ્યાન દશાના જે છે ધારી,
ભાવે બુદ્ધિસાગર મુનિવરના ગુણ ગાય છે રે     મુનિવર૦ ૭

---

( ૪૯ )

## ગુરુ સ્તુતિ

( બેની રવિસાગર ગુરૂ વંદીએ—એ રાગ. )

ગુરૂ પંચ મહાવ્રત પાળતા, કરે દેશોદેશ વિહાર,
પચાચારને મનમા ધારતા, ભાવે ભાવના ઉત્તમ બાર     ગુરૂ ૧
ષટ્દર્શનને જે જાણતા, જિન દર્શન સ્થાપે સાર,
જ્ઞાન ધ્યાનમા આયુ ગાળતા, કરે નિન્દાનો પરિહાર     ગુરૂ ૨
નર નારીને પ્રતિબોધતા, શુભ સયમના ધરનાર,
ત્રણ ગુપ્તિ ધારે ભાવથી, પચ સમિતિ સચરનાર     ગુરૂ ૩
પચ ઇન્દ્રિયને વશમા કરે, ધારે ગુપ્તિ બ્રહ્મની બેશ;
ટાળે ચતુર્વિધ કષાયને, આનંદે વિચરે હમેશ     ગુરૂ ૪
દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવથી, પાળે સયમ સુખ કરનાર;
ઉજ્વલ ધ્યાને નિશદિન રમે, શ્રુત જ્ઞાન રમણતા સાર     ગુરૂ ૫
વૈરાગી ત્યાગી શિરોમણિ, ધન્ય ધન્ય મુનિ અવતાર,
નિશ્ચયનય વ્યવહાર જાણતા, હોશો વદના વાર હજાર     ગુરૂ ૬
મુનિવર વદે ભવભય ટળે, શુભ મુનિ સુણો ઉપદેશ,
બુદ્ધિસાગર સદ્ગુરૂ વદીએ, ગુરૂ જ્ઞાને સુખ હમેશ     ગુરૂ ૭

---

( ૫૦ )

## ગુરુવન્દન.

( રાગ ઉપરનો )

બેનો ચાલો ગુરૂજીને વદીએ, ઉપદેશે છે જિનધર્મ,
સાધુ શ્રાવક ધર્મ બે ભાખતા, જેથી નાસે સઘળા રે કર્મ બેનો ૧

સાતનયથી મધુરી દેશના, દેવે ભવિજન સુખ કરનાર;
બોધિબીજ હૃદયમાં વાવતા, ભાખે ધર્મના ચાર પ્રકાર. એનો. ૨

નયભંગ પ્રમાણુથી દેશના, વર્ષંતી ઘનજલધાર;
જીવ ચાતક પાન કરે ઘણું, થાવે ચિત્તમાં હર્ષ અપાર. એનો. ૩

સંસાર અસાર જણાવતા, દુઃખદાયક વિષય પ્રચાર;
મહા મોહમલ્લ દુઃખ આપતો, ચેતો ચેતો ઝટ નરનાર. એનો. ૪

માયા મમતા દારૂ ઘેનમાં, નહીં સુજયું આતમ ભાન,
આશા વેશ્યા કરમાંહિં ચઢયો, કર્મે થઇયો અતિ નાદાન. એનો. ૫

લાખ ચોરાશી ભમતાં થકાં, પામી મનુષ્યનો અવતાર;
ચેતો ચેતો હૃદયમાં પ્રાણિયા, ગુરૂ કહે.ત વારંવાર. એનો. ૬

ગુરૂ વસ્તુ ધર્મ બતાવતા, તેનો આદર કરવો સાર;
જાણી ધર્મ આચારમાં મૂકવો, સત્ય ધર્મ કરી નિર્ધાર. એનો. ૭

નિંદા વિકથાસહુ પરિહરી, સેવો ઉત્તમ ધર્મ આચાર;
**બુદ્ધિસાગર** સદ્ગુરૂ વંદીએ, ગુરૂ તારે અને તરનાર. એને. ૮

---

(૫૧)

## જૈનધર્મ ગહુંલી.

( રાગ ઉપરનો. )

જૈનધર્મ હૃદયમાં ધારીએ, જેથી નાસે ભવભય દુઃખ,
થાવે નિર્મલ આતમ ધર્મથી, પામે ચેતન શાશ્વત સુખ. જૈન. ૧

ભેદ છેદ આતમના જ્ઞાનથી, શુદ્ધ ચેતન ઋદ્ધિ પમાય;
હોવે આતમ તે પરમાતમા, ભવોભવની ભાવટ જાય. જૈન. ૨

જ્ઞાન દર્શન ચરણની સાધના, સાધુ શ્રાવકના આચાર;
સાગર સરખા જૈનધર્મમાં, સર્વ દર્શન નદી અવતાર. જૈન. ૩

સમુદ્રમાં સરિતા સહુ મળે, નદીમાંહિ ભજનાધાર;
અંતરંગ બહિરંગ ઉચ્ચ છે, જિન દર્શન જય જયકાર. જૈન. ૪

સાપેક્ષ વચન જિનના સહુ, ષડ્દ્રવ્યના ધર્મ અનંત,
એક ચેતન દ્રવ્ય ઉપાસીએ, એમ ભાખે છે ભગવંત. જૈન. ૫

વીતરાગ સેવે વીતરાગતા, નિજ ચેતનની પ્રગટાય,
નાસે અશુદ્ધ પરિણુતિ વેગળી, ભેદભાવ સકલ દૂર જાય જૈન ૬

ગુરૂ વિનયે જ્ઞાનને પામીએ, શ્રદ્ધા ભક્તિથી ઉદ્ધાર,
**બુદ્ધિસાગર** સદ્ગુરૂ સેવતા, હોવે જિન શાસન જયકાર જૈન. ૭

---

( ૫૨ )

## ધર્મોપદેશ ગહુંલી.

( સનેહી વીરજી જયકારી રે-એ રાગ )

બેની સદ્ગુરૂ વાણી સારીરે, સાકરથી પણ બહુ પ્યારીરે,
કર્યા કર્મ સહુ હરનારી, જિનેશ્વર ધર્મની બલિહારીરે,
જેથી તરતા નરને નારી જિનેશ્વર ૧

દયા ધર્મ હૃદયમા ધરીએરે, કદી વેણુ જૂઠું ન ઉચ્ચરીએરે,
કદી ચોરી પરની ન કરીએ જિનેશ્વર ૨

પર પુરૂષથી પ્રેમ નિવારોરે, ધર્મ પતિવ્રતા મન ધારોરે,
તેથી પામો ભવજલ પારો જિનેશ્વર ૩

હેતુ પૂર્વક ધર્મ આદરીએરે, નિંદા વિકથા પરહરીએ રે,
ઉત્તમ નીતિ સચરીએ જિનેશ્વર. ૪

ધર્મ અર્થને કામ વિચારીરે, કરો મોક્ષ જવાની તૈયારીરે,
ધર્મે ઝટ મુક્તિ થનારી જિનેશ્વર ૫

દુર્જનની સગ નિવારીરે, ભજો સજ્જનની સગ સારીરે,
વૈરાગ્યદશા ચિત્તધારી જિનેશ્વર. ૬

દેશ વિરતિપણું દિલધારીરે, જિન આજ્ઞાના અનુસારી,
ઉત્તમ જન શિવ સચારી જિનેશ્વર ૭

ગુરૂ સેવો સદા ઉપકારીરે, શ્રદ્ધા ભક્તિ અવધારીરે,
બુદ્ધિસાગર ગુરૂ જયકારી જિનેશ્વર ૮

---

( ૫૩ )

## अमूल्य तत्त्व बोध.

( ઓધવજી સંદેશો કહેશો શ્યામને—એ રાગ. )

મુનિ ગુરૂને વંદન કરવું ભાવથી,
વિનય ભક્તિથી સાધક સિદ્ધિ થાય જો;
પ્રશસ્ત પ્રેમે દેવગુરૂને સેવીએ,
તન મન ધનથી સેવો ધર્મ સદાય જો. મુનિ. ૧

ભેદ જ્ઞાનથી ભાવો આતમ સ્વરૂપને,
અનંતશક્તિ ચેતનની પ્રગટાય જો;
સર્વકાલમાં ચિદાનંદ ચેતન કહ્યા,
ચેતન જ્ઞાને વસ્તુ સર્વ જણાયજો. મુનિ. ૨

આત્મજ્ઞાનથી અળપાશે મિથ્યાપણું,
અંતરના ઉપયોગે સાચો ધર્મ જો;
ધામધૂમથી ધમાધમી ચાલી રહી,
રાગ દોષથી બાંધે જીવો કર્મ જો. મુનિ. ૩

સદ્‌ગુણદૃષ્ટિ સદ્‌ગુણ ધારી લીજીએ,
ઉચ્ચભાવથી ભાવો આતમ દ્રવ્ય જો;
હેય જ્ઞેય ને ઉપાદેયના જ્ઞાનથી,
સાચું તે મારૂં માનો કર્તવ્ય જો. મુનિ. ૪

ઉપશમ સંવર વિવેક રત્ન વિચારીએ,
સમતાભાવે કરીએ આતમ જ્ઞાન જો;
ભાવદયાથી સત્ય ધર્મ અવધારીએ,
આત્મોન્નતિનું કારણ જાણો ધ્યાન જો. મુનિ. ૫

દુનિયામાંહિ દોષો ને સદ્‌ગુણો ભર્યા,
જેને જે રૂચે તે લેતા ભવ્ય જો;
દુર્ગતિને સુગતિ પણ છે નિજ હાથમાં,
સમજી ધારો ધર્મ એક કર્તવ્ય જો. મુનિ. ૬

આજકાલ કરતા સહુ દહાડા વહી જશે,
શ્વાસોશ્વાસે અમૂલ્ય જીવન જાય જો,
જ્યારે ત્યારે આત્મબોધમથી મોક્ષ છે,
અતરદષ્ટિ વાળો મન હિત લાય જો      મુનિ ૭

જેવી બુદ્ધિ તેવુ સમજાશે સહુ,
દષ્ટિ ભેદથી ભેદ પડે નિર્ધાર જો,
બુદ્ધિસાગર સદ્ગુરૂ શ્રદ્ધા ધારતા,
શાશ્વત સિદ્ધિ પામે નરને નાર જો      મુનિ ૮

---

## ( ૫૪ )

### गुरु स्तवनम्.

( ઓધવજી સદેશો કહેજો શ્યામને—એ રાગ )

વદુ વદુ સમકિત દાતા સદ્ગુરૂ,
પચ મહાવ્રત ધારક શ્રી મુનિરાય જો,
ઉપશમ ગગાજલમા નિશદિન ઝીલતા,
મનમા વર્તે આનદ અપરપાર જો      વદુ ૧

અનેક ગુણના દરિયા ભરિયા જ્ઞાનથી,
પડે ન પરની ખટપટમા તલભાર જો,
સદુપદેશે સાચુ તત્ત્વ જણાવીને,
સયમ અર્પી કરતા જન ઉદ્ધાર જો      વદુ ૨

અન્તરના ઉપયોગે વિચરે આત્મમા,
યોગ્ય જીવને દેતા યોગ્યજ બોધ જો,
અસખ્યપ્રદેશે સ્થિરતા ધ્યાને લાવતા,
સયમ સેવી કરતા આસ્રવ રોધ જો      વદુ ૩

ત્રસ થાવરના પ્રતિપાલક કરૂણામયી,
ભાવદયાની મૂર્તિ સાધુ ખાસ જો,

જ્ઞાતા ભ્રાતા ત્રાતા માતા સદ્‌ગુરૂ,
સદ્‌ગુરૂના બનીએ સાચા દાસ જો. વંદુ. ૪

ત્રણ ભુવનમાં સેવ્ય સદા શ્રીસદ્‌ગુરૂ,
દ્રવ્ય ભાવથી સંયમના ધરનાર જો;
ભવ જલધિમાં ઉત્તમ નૌકા સદ્‌ગુરૂ,
સદ્‌ગુરૂ નૌકાથી ઉતરો ભવ પાર જો. વંદુ. ૫

ગુરૂ ભક્તિથી ગુરૂવાણી મનમાં ધરે,
ગુરૂ ભક્તિથી ઉત્તમ ફળ નિર્ધાર જો;
સદ્‌ગુરૂ દ્રોહી દ્વેષી દુર્જન ત્યાગશો,
પરબ્રહ્મની પ્રાપ્તિ શીઘ્ર થનાર જો. વંદુ. ૬

કલિકાલમાં ગુરૂની ભક્તિ દોહીલી,
ગુરૂ ભકતો પણ વિરલા જન દેખાય જો;
દૃષ્ટિ રાગમાં ભૂલી દુનિયા બાવરી,
કસ્તુરી મૃગ પેઠે બહુ ભટકાય જો. વંદુ. ૭

સદ્‌ગુરૂ દાસ બન્યા વણ જ્ઞાન ન સંપજે,
સમજી સાચો સાર ગ્રહો નરનાર જો;
**બુદ્ધિસાગર** સદ્‌ગુરૂ શ્રદ્ધા ભાક્તથી,
ઉતરો પ્રાણી ભવસાગરની પાર જો. વંદુ. ૮

---

## ( ૫૫ )

## जिनवांणी.

**( એની રવિસાગર ગુરૂ વંદીએ-એ રાગ. )**

મારૂ મન મોહ્યું જિનવાણીમાં, અતિ આનંદ ઘટ ઉભરાય;
અન્ય વાત પ્રસન્ન ન લાગતી, કોને દીલની વાત કહેવાય. મા. ૧

લાગે વિષય વિકારો વિષ સમા, લાગે કુટુંબ માયા ઝાળ;
ગૃહાવાસ કારાગૃહ જેહવો, સહુ સ્વાર્થતણી છે ધમાલ. મા. ૨

અજ્ઞાનથી મ્હારૂં જે માનિયુ, તે મ્હારૂં નહીં પડી સુઝ,
નથી પડતુ ચેન મસારમા, ગુરૂ કહેછે બુઝ બુઝ  મા ૩

હારૂહા મહુ મોહ પ્રપચની, જ્યા ત્યા મોહ ધતીંગ જણાય,
જેણે જાણ્યુ તેણે મન વાળીયુ, શ્રુતજ્ઞાને સહુ સમજાય  મા ૪

નયસાપેક્ષે નવતત્ત્વને, જાણ્યુ આદર્યુ ઉપાદેય,
બાહ્યભાવની ખટપટ ભૂલતા, શુદ્ધ તત્ત્વ હૃદયમા જ્ઞેય  મા ૫

શિવપુર મચરશુ ધ્યાનથી, નિરૂપાધિકતામા સુખ,
નિર્ગ્રંથ અવસ્થા આદરી, વેગે ટાળીશુ ભવદુ ખ  મા ૬

સાગરમા ગાગર ફૂટતા, તે તો સાગરરૂપ સુહાય,
બુદ્ધિસાગર અન્તર આતમા, પરમાતમ પોતે થાય  મા ૭

---

## ( ૫૬ )

### શ્રી યશોવિજયજી ઉપાધ્યાયની.

( મદ આઠ મહામુનિ વારીએ-એ રાગ. )

પ્રેમે યશોવિજય ગુરૂ વદીએ, જે પચમહાવ્રતધારીરે,
મોલ મત્તરશતમા જે થયા, ઉપાધ્યાય પદવી જયકારીરે. પ્રે. ૧
બાર વર્ષ કાશીમા જે ભણ્યા, વેયાકરણી નૈયાયિક મોટારે,
તાર્કિક શિરામણિ પદ લહ્યુ, કાઢી નાખે મિથ્યાત્વના ગોટારે  પ્રે ૨
દેશોદેશ વિહાર કર્યા ઘણા, ગુર્જર માલવ હિંદુસ્થાનરે,
મરૂધરમાહિ વિચર્યા ઘણા, ટાળે પરવાદિ અભિમાનરે  પ્રે. ૩
વિજયપ્રભસૂરીશ્વર રાજ્યમા, જિનશાસન ઉન્નતિ કીધીરે,
અષ્ટોત્તરશત શુભ ગ્રથને, રચી કીધી ધર્મ પ્રસિદ્ધિરે  પ્રે. ૪
આનન્દઘન મુનિવરને મળ્યા, અષ્ટપદી ત્યારે બનાઇરે,
તેમ આનન્દઘનજીએ રચી, જુઓ જ્ઞાનતણી અધિકાઇરે  પ્રે ૫
અધ્યાત્મસ્વરૂપમા ઝીલતા, નિશ્ચય વ્યવહારમા પૂરારે,
વેરાગી ત્યાગી શિરોમણિ, જ્ઞાન ધ્યાન સમાધિમા સૂરારે  પ્રે. ૬

સત્તરશતપીસ્તાલીશમાં, મૌન એકાદશી સુખકારીરે;
સ્વર્ગગમન ડભોઇમાં કર્યું, એવા ગુરૂને જાઉં બલિહારીરે. પ્રે. ૭

ઓગણીસ પાંસઠની સાલમાં, એકાદશી ફાગણ અજુવાળીરે;
ભેટી યશોવિજય ગુરૂ પાદુકા, મારા મનતો આજ દીવાળીરે. પ્રે. ૮

એવા સદ્ગુરૂના ગુણ ગાવતાં, થાઉ અનુભવ અમૃત ભોગીરે,
**બુદ્ધિસાગર** સંયમ શ્રેણિપર, ચઢે સમતા સમાધિએ યોગીરે. પ્રે. ૯

---

( ૫૭ )

## ઉપાધ્યાયજીની.

( સજની મોરી પાસ જિનેશ્વર–એ રાગ. )

ગુરૂ મ્હારા યશોવિજય જયકારી રે,
ગુરૂ મ્હારા દર્શનની બલિહારીરે;
ગુરૂ મ્હારા પ્રતિબોધ્યાં નર નારીરે,
ગુરૂ મ્હારા જગમાંહિ ઉપકારીરે. ૧

ગુરૂ મ્હારા ઉપાધ્યાય પદ ધારીરે,
ગુરૂ મ્હારા જગમાં મહા અવતારીરે;
ગુરૂ મ્હારા અનુભવ અમૃત ક્યારીરે,
ગુરૂ મ્હારા વાણી જગ હિતકારીરે. ૨

ગુરૂ મ્હારા ગ્રંથ રચ્યા સુખકારીરે,
ગુરૂ મ્હારા ધર્મની દેશના સારીરે;
ગુરૂ મ્હારા ધ્યાન સમાધિ પ્યારીરે,
ગુરૂ મ્હારા મિથ્યાતમ હરે ભારીરે. ૩

ગુરૂ મ્હારા વાણી દુઃખ હરનારીરે;
ગુરૂ મ્હારા શિવપદ ધ્રુવતા ભારીરે,
ગુરૂ મ્હારા ત્યાગી દુનિયાદારીરે,
ગુરૂ મ્હારા પરિણતિ ત્યાગી નઠારીરે. ૪

ગુરૂ મ્હારા દર્શન દ્યો નિરધારીરે,
ગુરૂ મ્હારા સહાય કરો અણુધારીરે,
ગુરૂ મ્હારા તુજ આણા શિવ બારીરે,
ગુરૂ મ્હારા મળજો ભક્તિ વિચારીરે ૫

ગુરૂ મ્હારા ઉત્કૃષ્ટા અનગારીરે,
ગુરૂ મ્હારા વર્તે પાદ વિહારીરે,
ગુરૂ મ્હારા અરજી લેજો સ્વીકારીરે,
ગુરૂ મ્હારા ભક્તિ એક તમારીરે ૬

ગુરૂ મ્હારા આવ્યા ડભોઇ ચિત્તધારીરે,
ગુરૂ મ્હારા મળીયા મંગલકારીરે,
ગુરૂ મ્હારા બુદ્ધિસાગર અનગારીરે,
ગુરૂ મ્હારા વદન વાર હજારીરે ૭

---

## (૫૮)

### श्री यशोविजयजी उपाध्यायजीनी.

( અલી સાહેલી—એ રાગ. )

વાચકવરજી યશોવિજયજી મુનિવર વન્દન કીજીએ,
ધન્ય ધન્ય ખરા, ઉપાધ્યાય દર્શન કરતા મન રીજીએ,
સંવતસત્તરશત જયકારી, જિન શાસનશ્વેતાબરભારી,
વાચક પ્રગટયા જગ સુખકારી વાચક ૧

વૈરાગી, ત્યાગી, સાભાગી, અન્તરદષ્ટિ ઘટમાં જાગી,
જિનશાસન શોભાના રાગી વાચક ૨

જંગમ તીરથ જ્ઞાની ધ્યાની, પરભાવતણા નહિ અભિમાની,
શ્રુતજ્ઞાને વાત ન કો છાની. વાચક ૩

ભાષા પુસ્તક રચના સારી, સસ્કૃત ભાષામાં હુશિયારી,
શતગ્રંથ રચ્યા જ્ઞાને ભારી વાચક ૪

જિનસૂત્ર હાર્દ અનુભવ જાણે, જે મત પોતાનો નહીં તાણે;
જે વર્તે ચઢતે ગુણઠાણે. વાચક. ૫

જિનશાસન જેણે અજવાળ્યું, શ્રુતતીરથ જીર્ણ થતું વાળ્યું;
નાસ્તિક પન્થોનું બી બાળ્યું. વાચક. ૬

અનુભવ અમૃતરસના ભોગી, જે સહજપણે અન્તરયોગી;
મિથ્યાત્વભાવના નહિ રોગી. વાચક. ૭

મહાધર્મ પ્રભાવક જે શૂરા, શાબ્દિકતાર્કિક પંડિત પૂરા;
ચર્ચાજ્ઞાને જે ભરપૂરા. વાચક. ૮

બહુ દેશોદેશ વિહાર કર્યા, ઉપદેશે જીવ અનેક તર્યા;
ગુર્જર દેશે જે બહુ વિચર્યા. વાચક. ૯

સ્વર્ગમન ગામ ડભોઇ થયું, અવિચલ જેનું જગ નામ રહ્યું;
જીવંતાં શિવ સુખ દીલ લહ્યું. વાચક. ૧૦

ફાગણ એકાદશી અજવાળી, ઓગણીસ પાંચઠની લટકાળી;
ગામ ડભોઈ આવ્યા ગુણશાળી. વાચક. ૧૧

શ્રીવાચકપદ વંદન કીધું, અનુભવઅમૃત પ્રેમે પીધું;
**બુદ્ધિસાગર** કારજ સિધ્યું. વાચક. ૧૨

---

( ૫૯ )

## उपाध्यायजीनी.

( એ ગુણ વીરતણો ન વિસારૂં—એ રાગ. )

વંદુ સદ્ગુરૂના પદપંકજ, યશોવિજય જયકારીરે;
ઉપાધ્યાયજી જ્ઞાની ધ્યાની, ભાવદયા ઉપકારીરે. વંદુ. ૧

અષ્ટોત્તર શત ગ્રંથ અધિક શુભ, સંસ્કૃત રચના સારીરે;
જિન શાસનની ઉન્નતિ કીધી, સંવિગ્ન પક્ષ વધારીરે. વંદુ. ૨

દર્શન જ્ઞાનચરણમા લીના, પચ મહાવ્રત ધારીરે,
દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ પ્રમાણે, પરમ પ્રભાવનાકારીરે વદુ ૩
નિશ્ચયને વ્યવહારમા પૂરા, સાધન સાધ્ય વિચારીરે;
જ્ઞાન ક્રિયાના સાધક શૂરા, પ્રગટયા મહા અવતારીરે વદુ ૪
તુજ વાણી અમૃત ગુણખાણી, અનેકાન્ત નયધારીરે,
તુજ ગ્રંથોના અભ્યાસક જન, અનુભવ લે નિર્ધારીરે વદુ ૫
જિનશાસનના યોગી કલિયુગ, ગીતારથ અનગારીરે
દીર્ઘદૃષ્ટિ જિનશાસન રક્ષક, જ્યાને ઘટ ઉજિયારીરે વદુ ૬
પ્રાણજીવન મુજ હૃદયના સ્વામી, જંગમ તીર્થ સુધારીરે,
તુજ વિરહે મુજ ચેન પડે નહિ, દર્શન દ્યો સુખકારીરે વંદુ. ૭
અનેકાન્તનય જ્ઞાન બતાવી, સેવક શ્રદ્ધા વધારીરે,
એ ઉપકાર તમારો ન ભૂલુ, સવોભવ તું હિતકારીરે વદુ ૮
અષ્ટ સિદ્ધિ ઋદ્ધિ શુભદાયક, સેવા ગ્રહી એક તારીરે
બુદ્ધિસાગર સહાય કરો ગુરૂ, વન્દુ વાર હજારીરે વદુ ૯

---

( ६० )

## सातवारनी गुरु गहुंली.

( રઘુપતિ રામ હૃદયમાંહિ રહેજોરે—એ રાગ )

પુરવના પુણ્યથી ગુરૂ દીઠારે, સાગ હૈયડામા લાગ્યા મીઠા પુરવ
સોમવારે તે મમતા આદરીએરે, પાપ કામો સહુ પરિહરીએરે,
સામાયક શુદ્ધ ઉચ્ચરીએ પુરવ ૧
મંગલવારે મોહને મારોરે, હૈયડામાહિ હિમ્મત ધારોરે,
વેગે વિષય વિકારો પુરવ
બુધવારે સુબુદ્ધિ જિનવાણી સુખકારીરે,
નક્કી પામો

ગુરૂવારે ગુરૂ ગુણ ગાવોરે, હેતે કીજે ગુરૂનો વધાવોરે;
લીજે સદ્ગુરૂ ભક્તિનો લ્હાવો. પુરવ. ૪

શુક્રવારે આતમરૂપ સાચુંરે, લાગ્યું પુદ્ગલનું રૂપ કાચુંરે;
રંગે શુદ્ધ સ્વરૂપમાં રાચું. પુરવ. ૫

શનિવારે પ્રભુ ગુણ સેવોરે, મ્હને સાચો પ્રભુ ગુણ મેવોરે;
લક્ષ્ય ધારી હૃદયમાંહિ લેવો. પુરવ. ૬

રવિવારે તે રાગ ન ધરીએરે, વૈર ઝેર બધાં પરિહરીએરે;
ગુરૂજ્ઞાન વિચારીને તરીએ. પુરવ. ૭

સાતવારો સદા એમ ગાશુંરે, ગુરૂવંદન પૂજન જાશુંરે;
જ્ઞાન ધ્યાન રમણતા ચ્હાશું. પુરવ. ૮

સાચું સમકીત સહેજે વરીએરે, ચિદાનન્દ ચેતન ગુણ ધરીએરે;
બુદ્ધિસાગર ગુરૂ અનુસરીએ. પુરવ. ૯

---

( ૬૧ )

## વાર માસ.

**(રાગ હાંરે મારે આસો માસો શરદપુનમની રાતજો—એ રાગ.)**

હાંરે મ્હારે કાર્તક માસે કરીએ કર્મનો નાશ જો,
આધિ વ્યાધિ ઉપાધિ સઘળી છાંડીએરે લોલ;

હાંરે મ્હારે માગસર માસે મમતા કરીએ દૂર જો,
હું ને મ્હારૂં છોડયાથી સુખ સંપજેરે લોલ. ૧

હાંરે મ્હારે પોષ માસમાં આતમ ધર્મની પુષ્ટિ જો;
આતમ અનુભવ કીજે ગુરૂગમતા ગ્રહીરે લોલ;

હાંરે મ્હારે માઘ માસમાં મોહમલ્લની સાથ જો,
લડીએરે ખુબ શુદ્ધ ધ્યાનના શસ્ત્રથીરે લોલ. ૨

હાંરે મ્હારે ફાગણ માસે આયુ ન ગાળો ફોક જો,
ફરી ફરીને ફસીએ નહિ માન પાશમાંરે લોલ;

હાંરે મ્હારે ચૈતર માસે રાખો ચિત્તની શુદ્ધિ જો,
પરિહરોને ચિત્તની ચચળતા સહુરે લોલ ૩

હારે મ્હારે વૈશાખે રાખો મનમા વૈરાગ્ય જો,
વિવેક દૃષ્ટિ રાખી કારજ સહુ કરોરે લોલ,
હારે મ્હારે જેઠ માસમા જડશે આતમ રત્ન જો,
જોર જુલમને વેર ઝેરને વારીએરે લોલ ૪

હારે મ્હારે આષાઢે અન્તરમા ઉતરો બેશ જો,
પાપારંભો ત્યાગી સવર આદરોરે લોલ,
હારે મ્હારે શ્રાવણ માસે પર્વ પજુસણ આય જો,
સમતા રાખી કીજે કરણી ધર્મનીરે લોલ ૫

હારે મ્હારે ભાદરવામા ભય નાસે સહુ દૂર જો,
ખમત ખામણે જીવો સર્વ ખમાવીએરે લોલ,
હારે મ્હારે આશો માસમા શુભ અજવાળી રાત જો,
ધર્મ ધ્યાન ભક્તિમા દિવસ ગાળીએરે લોલ. ૬

હારે મ્હારે બાર માસનો રાખોને રોજમેળ જો,
સરવૈયુ કાઢો શુભ આતમ ધર્મનુરે લોલ,
હારે મ્હારે સદ્ગુરૂ વાણી સુણીએ ધરી બહુ પ્રેમજો,
ગુરૂની વાણી મીઠી સાકર શેલડીરે લોલ ૭

હારે મ્હારે આતમ ધર્મનો લાગ્યો રંગ મજીઠ જો,
સમકિત શ્રદ્ધા વાસિત આતમ અનુભવ્યોરે લોલ,
હારે મ્હારે આનદના ઉભરા ઘટમા ઉભરાય જો,
બુદ્ધિસાગર સદ્ગુરૂ વાણી સાભળીરે લોલ ૮

---

( ૬૨ )

## पन्नर तिथीओ.

( રઘુપતિ રામ હૃદયમા રહેજોરે, એ રાગ. )

સખી પડવા દિને પ્રભુ પૂજોરે, શુદ્ધ ગુરૂગમ જ્ઞાનથી બુઝોરે,
આઠ કર્મની સાથે ઝુઝો, સખી સુણો ધર્મની વાત સારીરે. ૧

બીજના દિને કામને બાળોરે, જેહ કરતો વિષયનો ચાળોરે;
ખૂબ કામના વેગને બાળો. સખી. ૨

ત્રીજના દિન તરો ભવ દરીઓરે, જે જન્મ મરણથી ભરીઓરે;
આત્મજ્ઞાની સહજ સુખ વરીઓ. સખી. ૩

ચોથે ચાર કષાયને વારોરે, વેગે વારો મનના વિકારોરે;
આવે તેથી ભવ દુઃખ આરો. સખી. ૪

પાંચમે પાપને પરહરિએરે, પાંચ જ્ઞાન હ્રદયમાં ધરીએરે;
પ્રભુ મહાવીર ગુણ અનુસરીએ. સખી. ૫

છઠે ષટકાય રક્ષણ કરીએરે, ભાવ ભક્તિ હ્રદયમાંહ ધરીએરે;
સમતા સામાયક વરીએ. સખી. ૬

સાતમે શુદ્ધ શ્રદ્ધા રાખોરે, સત્ય પ્રિય વિચારીને ભાખોરે;
કુડ કપટ ને કાઢી નાંખો. સખી. ૭

આઠમે આઠ મદને નિવારોરે, કરો અષ્ટ કરમ સંહારોરે;
કરો આતમનો ઉદ્ધારો. સખી. ૮

નવમે નોકષાયને તજીએરે, ભલા ભાવથી ભગવંત ભજીએરે;
શીળની ગુપ્તિ નવ સજીએ. સખી. ૯

દશમે દશવિધ ધરો ધર્મરે, શિવ નગરીનાં પામો શર્મરે;
નાસે સઘળાં અનાદિનાં કર્મ. સખી. ૧૦

એકાદશીએ અંગ અગિયારરે, સુણીએ સમકિત સુખ સારરે;
તેથી થાશે સફળ અવતાર. સખી. ૧૧

બારસે બ[illegible]તને ધરીએરે, શુદ્ધ ગુરૂ મુખથી ઉચ્ચરીએરે;
રાગ દ્વેષને હેત [illegible]હરીએ. સખી. ૧૨

તેરસે તેર કાઠીઆ[illegible] વારોરે, હઠીલા થઇ જન્મ ન હારોરે;
તરો ભાવે બીજાને તારો. સખી. ૧૩

ચઉદશે શુદ્ધ ચેતના [illegible]હીએરે, શુદ્ધ ચેતન લક્ષણ લહીએરે;
ચઉદ વિદ્યા મનમાંહિ [illegible]હીએ. સખી. ૧૪

પુનમદિન પૂર્ણ સ્વરૂપીરે, જાણો આતમ રૂપારૂપીરે,
એવી વાતો પ્રભુએ પ્રરૂપી સખી. ૧૫

તિથિ પન્નર ગાશે તે તરશેરે, વેગે આનદ મગળ વરશેરે,
પૂર્ણ આતમ ઉજ્જ્વળ કરશે સખી ૧૬

શહેર સુરતમા સુખદાઇરે, તિથિ પન્નર પ્રેમથી ગાઇરે,
બુદ્ધિસાગર સત્ય વધાઈ સખી. ૧૩

---

( ૬૩ )

## પ્રભુ પ્રેમ ખુમારી,

( રઘુપતિ રામ હૃદયમાંહિ રહેજોરે—એ રાગ. )

પ્રભુરૂપ પ્રેમથી મ્હેતો પરખ્યુરે, હોશે હેયડું હવે બહુ હરખ્યું, પ્રભુ
ગપ્પા સપ્પામા પ્રેમ ન લાગેરે, વિષયો વિષ સરખાજ લાગેરે,
વૈર ઝેર ન કોઇ પર જાગે પ્રભુ ૧

ચિદાનન્દ સ્વરૂપ વિલાસીરે, મટી કાલ અનાદિ ઉદાસીરે,
વિભુ વિમલેશ્વર વિશ્વાસી પ્રભુ ૨

અજ અવિનાશી સુખકારીરે, આધિ વ્યાધિ ઉપાધિ સહારીરે,
નિર્ભય નિશ્ચલ રૂપ ભારી પ્રભુ. ૩

વાત વિકથામા ચેન ન પડતુંરે, આહ્ય ઝઘડામા સુખ ન જડતું રે,
લાલચમા ન મન લડથડતુ પ્રભુ ૪

સમતાનો લાગ્યો સગ સારોરે, ટળ્યો કુમતિનો સગ નઠારોરે;
મ્હારા ઘટમા થયો ઉજિયારો. પ્રભુ ૫

આકાશમા સ્નેહ સવાયોરે, નિગકારમા નેહ લગાયોરે,
હુતો બહુ ભટકી ઘેર આયો પ્રભુ ૬

જડ સગત ખોટી ઠગાઇરે, શુદ્ધ ચેતના સગ સુહાઇરે,
રગોરગ રટનામા રગાઇ પ્રભુ. ૭

મ્હને ખાવુ પીવુ ન ભાવેરે, સુરતા પ્રભુ સંગ સુહાવેરે,
શોક કુટ્યામા લેશ ન આવે પ્રભુ ૮

નિત્ય આતમમાંહિ રમશુંરે, નહિ બાહ્ય વિષયમાંહિ ભમશુંરે;
મનના વિકારોને દમશું. પ્રભુ. ૯

ચઢી આતમ રંગ ખુમારીરે, થયો અનુભવ સુરતા ધારીરે;
બુદ્ધિસાગર આનંદકારી. પ્રભુ. ૧૦

---

( ૬૪ )

## ગુરુ સ્તુતિ.

(વિમળાચળ વાસી મ્હારા વ્હાલા સેવકને-એ રાગ.)

જ્ઞાનવંત ભદંત મહન્તં, વ્હાલા ગુરૂ શરણુ કરૂ શરણુ કરૂ,
ભવસાગરમાં ઝાઝ મુજ રાખો ને લાજ, તુજ બોધે તરૂ બોધે તરૂ,

ભવમાં ભટક્યો ભ્રાન્તિથી બહુ, પામી દુઃખ અપાર;
પુણ્યયોગથી નરભવ પાયો, ઉત્તમ કુળ અવતાર. વ્હાલા. ૧

રાગ દ્વેશમાંહિ રંગાયો, મમતામાં મલકાઇ;
ધમાધમીમાં ધસી પડાયું, અજ્ઞાનથી અથડાઇ. વ્હાલા. ૨

વિષય વિકારે કીધો વશમાં, કીધાં કર્મ અઘોર;
જીવ હિંસાનાં કર્મો કીધાં, ચોરી કરી બન્યો ચોર. વ્હાલા. ૩

મિથ્યાત્વે મુંઝાયો ભવમાં, પાખંડનો નહિ પાર;
ક્રોધ, માન, માયા, લોભે હું, અથડાયો બહુ વાર. વ્હાલા. ૪

મ્હારૂં મ્હારૂં મિથ્યા માની, કીધાં કર્મ કરોડ;
કામ રાગથી કુટાયો બહુ, નહિ કોઈ માહરી જોડ. વ્હાલા. ૫

ભાગ્યયોગથી ગુરૂજી મળીયા, અડવડીયાં આધાર;
રૂપ પરખાયું, પ્રતિબોધીને, કર્યો આતમનો ઉદ્ધાર. વ્હાલા. ૬

સાકર શેલડી રસ સમ મીઠી, તુજ વાણી સુખકાર;
સુણતાં મિથ્યાતમ ઝટ નાઠું, થયો આનન્દ અપાર. વ્હાલા. ૭

આત્મજ્ઞાન આપ્યું સુખકારી, હીરો આવ્યો હાથ,
સાત ધાત રંગાણી રાગે, તમે શિવપુરીના સાથ. વ્હાલા. ૮

જયકર સુખકર ભવદુઃખ ભંજન, હૈડાનાં મુજ હાર,
અંતર્યામી અલબેલા છો, શિવ વધુ ભર્તાર     વ્હાલા ૯
સમકિતદાયક ગુરૂની શ્રદ્ધા, ભક્તિનો આધાર,
બુદ્ધિસાગર-સદ્‌ગુરૂ સાચા, તાર તાર મુજ તાર.     વ્હાલા. ૧૦

---

( ૬૫ )

## श्री महावीर स्वामीना पांच वधावा. प्रारंभ.

( ૧ )

**હું તો મોહી રે નંદલાલ, મોરલી તાને રે. એ રાગ.**

વંદી જગજનની બ્રહ્માણી, દાતા અવિચલ વાણી રે,
કલ્યાણક પ્રભુના ગુણ ખાણી, સુણશુ ઉલટ આણી     ૧
એહને સેવો રે, પ્રભુ શાસનનો સુલતાન એહને સેવોને,
જસ ઈદ્રિ કરે બહુ માન, એહને સેવોને
એતો ભવોદધિ તરણુ સુયાન, એહને સેવોને     ૨
કીધુ ત્રીજે ભવવર થાનક, અરિહા ગોત્ર નિકાચ્યુ રે,
તેહ અનુસરવા વરવા કેવલ, કરવા તીરથ જાચુ     એહને ૩
કલ્યાણક પહેલે જગ વલ્લભ, ત્રણજ્ઞાની મહારાય રે,
દશમા સ્વર્ગે વિમાનથી પ્રભુજી, ભોગવી સુરનુ આય     એહને ૪
જબુદ્વીપે ભરતક્ષેત્રમા, ક્ષત્રીકુળ સુખકાર રે,
શ્રી સિદ્ધારથ ત્રીશલા ઉદરે, લેવે પ્રભુ અવતાર     એહને ૫
ચૌદ સુપન દેખે તબ ત્રિશલા, ગજ વૃષભાદિ ઉદાર રે,
હરખી જાગી ચિંતે મનમા, માને ધન્ય અવતાર.     એહને. ૬
બહુ ઉછરંગે જઇ પીયુ સંગે, સઘળી વાત સુણાવે રે,
સુભગે લાભ પુત્રનો હોશે પિયુના વચન વધાવે     એહને ૭
સ્વપ્ના ફળ પુછી પાઠકને, ગર્ભ વહે નૃપરાણી રે,
દીપ કહે એમ પ્રથમ વધાવો, ગાવે સુર ઇદ્રાણી     એહને ૮

---

( ૨ )

શ્રાવણ વરસે રે સજની. એ રાગ.

બીજે વધાવે રે સુજની, ચૈતર સુદ તેરશની રજની;
જન્મ્યા જીનવર જગ ઉપકારી, હું જાઉં તેહની બલીહારી. બી. ૧

છપ્પનદિગ કુમરી તિહાં આવે, પૂજી શુચિ જલશું નવરાવે;
જીવો મહીધર લગે જીનરાયા, અવિચલ રહેજો ત્રિશલાના જાયા. ૨

ગીરૂઆ પ્રભુનું વદન નિહાળી, ચાલી ચુંપે ચતુરા બાળી;
હરખ્યો સુરપતિ સોહમ સ્વામિ, જાણી જન્મ્યા જગ વીશરામી. ૩

સુઘોષા ઘંટા તવ વજડાવે, તતક્ષણ દેવ સહુ તિહાં આવે;
પ્રભુ ગ્રહી કંચન ગિરિપર ઠાવે, સ્નાન કરી જીનને નવરાવે. બી. ૪

એક ક્રોડી ઉપર વળી જાણો, સાઠ લાખ સંખ્યા પરિમાણો;
સહુ કલશા શુચિ જલશું ભરીયા, તત્ક્ષણ સોહમ સંશય ધરીયા. ૫

ચિંતે લઘુવય છે પ્રભુ વીર, કિમ સહેશે જલધારા નીર;
વીરે તસ સંશય મન જાણી, કરવા ચિત્રીત અતિશય નાણી. બી. ૬

મહીધર નિજ અંગુઠે ચંપ્યો, તત્ક્ષણ મેરૂ થરથર કંપ્યો;
માનું નૃત્ય કરે છે રસિયો, પ્રભુપદ ફરસે થઈ ઉલ્લસીયો. બી. ૭

જાણ્યું ઈંદ્રે સહુ વિરતંત, બોલે કરજોડી ભગવંત;
ગુન્હો સેવકનો એ સહેજો, મિથ્યા દુઃકૃત એહનો હોજો. બી. ૮

સ્નાત્ર કરી માતાને સમર્પે, ઠવી પહોતા નંદીશ્વર દ્વીપે;
પૂરણ લાહોરે લેવા, અઠાઇ મહોત્સવ તિહાં કરેવા. બી. ૯

પુત્ર વધાઇ નીસુણી રાજા, પંચ શબ્દ વજડાવે વાજા;
નિજ પરિકર સંતોષી વારૂ, વર્ધમાન નામ ઠવે ઉદારૂ. બી. ૧૦

અનુક્રમે જોબનવય જબ થાવે, નૃપતિ રાજપુત્રી પરણાવે;
ભોગવી પ્રભુ સાંસારિક ભોગ, દીપ કહે મન પ્રગટયો જોગ. બી. ૧૧

( ૩ )

**ભવિ તુમે વંદો રે સૂરિશ્વર ગચ્છરાયા. એ દેશી.**

હવે કલ્યાણક ત્રીજું બોલુ, જગ ગુરૂ દીક્ષા કેર,
હર્ષિત ચિત્તે ભાવે ગાવે, તેહનુ ભાગ્ય ભલેરૂ
સહિ તુમ સેવો રે, કલ્યાણક ઉપકારી
સયમને સેવો રે, આતમને હિતકારી. ૧
લોકાંતિક સૂર અમૃત વયણો પ્રભુને એમ સુણાવે,
બુઝબુઝ જગનાયક લાયક, ઇમ કહીને સમજાવે સહિ ૨
એક ક્રોડને આઠ લાખનુ, દિન પ્રત્યે દિયે દાન,
ઇણી પરે સવત્સર લગે, લઇને દીન વધારે વાન સહિ ૩
નંદિવર્ધનની અનુમતિ લઇને, વીર થયા ઉજમાલ,
પ્રભુ દીક્ષાનો અવસર જાણી, આવ્યા હરિ તત્કાળ સહિ ૪
થાપી દિસી પૂર્વને સાહમા, દીક્ષા મહોત્સવ કીધો,
પાલખીએ પધરાવી પ્રભુને, લાભ અનંતો લીધો સહિ ૫
સુરગણ નરગણ ને સમુદાયે, દીક્ષાયે સંચરીયા,
માતા ધાવ કહે શિખામણ, સૂણ ત્રીશલાના નાનડીયા ૬
મોહ મહ્લને જેર કરીને, ધરજો ઉજ્જવલ ધ્યાન,
કેવળ કમળા વહેલી વરજો, દેજો સુકૃત દાન સહિ ૭
ઈમ શિખામણ સુણતે સુણતે, સુણંતે બહુ નર નારી,
પંચ મુષ્ટીનો લોચ કરીને, આપ થયા વ્રત ધારી સહિ ૮
ધન્ય ધન્ય સિદ્ધારથ નંદન, ધન્ય ત્રિશલાના જાયા,
ધન્ય ધન્ય નંદિવર્ધન બંધવ, ઇમ બોલે સુરરાયા સહિ ૯
અનુમતિ લેઈ નિજ બંધવની, વિચરે જગદાધાર,
સુમતે સુમતા ગુપ્તે ગુપ્તા, જીવદયા ભંડાર સહિ ૧૦
સિંહ સમોવડ દુર્ધર થઇને, કઠિન કર્મ સહુ ટાળે,
જગ જયવંતો સાશન નાયક, ઈણી પરે દીક્ષા પાળે સહિ. ૧૧

દીક્ષા કલ્યાણક એ ત્રીજું, સહિ તુમે દિલમાં લાવો.
એમ વધાવો ત્રીજો સુંદર, દીપ કહે સહુ ગાવો. સહિ. ૧૨

---

( ૪ )

**અવિનાશીની સેજડીએ રંગ લાગ્યો મોરી સુજનીજી. એ દેશી.**

ચોથું કલ્યાણક કેવલનું કહું છું, અવસર પામીજી;
જગ ઉપકારી જગબંધવને, હું પ્રણમું શીરનામી, સાં. ૧

વૈશાખ શુદિ દશમી ને દિવસે, પામ્યા કેવળ જ્ઞાનજી;
બારજોયણ એક રાતે ચાલ્યા, જાણી લાભ નિધાન. સાં. ૨

અપાપા નયરીએ આવ્યા, મહસેન વન વિકસંતજી;
ગણધર ને વલી તીરથ થાપન, કરવાને ગુણવંત. સાં. ૩

ભુવનપતિ વ્યંતર વેમાનિક, જ્યોતિષી હરિ સમુદાયજી;
વીસ બત્રીશ દશદોય મલીને, એ ચોસઠ કહેવાય. સાં. ૪

ત્રીગડાની રચના કરી સારી, ત્રીદશ પતિ અતિ ભારીજી;
મધ્ય પીઠ ઉપર હિતકારી, બેઠા જગ ઉપકારી. સાં. ૫

ગુણ પાંત્રીશ સહિત પ્રભુ વાણી, નિસુણે છે સહુ પ્રાણીજી;
લોકાલોક પ્રકાશક વાણી, વરસે છે ગુણખાણી. સાં. ૬

માલકોષ શુભ રાગ સમાજે, જલધરનીપરે ગાજેજી;
આતપત્ર પ્રભુ શીરપર રાજે, ભામંડલ છબી છાજે. સાં. ૭

નીકી રચના ત્રણે ગઢની, પ્રભુનાં ચારે રૂપજી;
વલી કેવળ કમળાની શોભા, નિરખે સુરનર ભૂપ. સાં. ૮

ઇંદ્રભૂતિ આદે સહુ મીલીને, જગન કરે ભૂદેવજી;
વિદ્યા વેદતણા અભ્યાસી, અભિમાની અહંમેવ. સાં. ૯

જ્ઞાની આવ્યા નિસુણીકાને, મનમે ગર્વ ધરંતજી;
આવ્યો ત્રીગડે વાદકરેવા, દીઠો જગ જયવંત. સાં. ૧૦

તતક્ષણ નામાદિક બોલાવે, ભુલ્ય સહુને જાણીજી;
જીવાદિક સંદેહ નિવારી, થાપ્યો ગણધરનાણી. સાં. ૧૧

ત્રીપદી પામી પ્રભુ શીરનામી, દ્વાદશાગી સુવિચારજી,
પદ છ લાખ છત્રીસ સહસની, રચના કીધી સારી સા ૧૨
ચાલો તે જોવાને જઈએ, વંદીને જગવીરજી,
વલી પ્રણમીને સોહમ પટધર, ગૌતમસ્વામી વજીર સા. ૧૩
નીરખીજે પ્રભુજીની મુદ્રા, નરભવ સફલો કીજેજી,
પ્રભુજીનુ બહુ માન કરીને, લાભ અનતો લીજે સા ૧૪
વારે વારે કહુ છુ તોપણ, તુતો મનમા નાણેજી,
મારા મનમા હોશ અછે, તે કેવલ જ્ઞાની જાણે સા. ૧૫
સખી વયણે એમ થઇ ઉજમાલી, ચાલી સઘળી બાલીજી,
નિસુણી દશ આશાતના ટાલી, પ્રભુ વાણી લટકાળી સા. ૧૬
ઇણીપરે ત્રીશ વરસ કેવળથી, બહુ નરનારી તારીજી,
ઈમ વધાવો ચોથો સુદર, દીપ કહે સુખકારી. સા. ૧૭

---

## ( ૬૫ )

### આદિજીનેશ્વર વિનતી હમારી.

કલ્યાણુક પાચમુ જીનજીનુ, ગાવો હર્ષ અપાર વાલા,
જગવલ્લભ પ્રભુના ગુણુગાઇ, સફલ કરો અવતાર વાલા
સાશન નાયક તીરથવદો. ૧
જગચાતકને દાન દીયતા, વિચરતા જગભાણુ વાલા,
મધ્ય અપાપા નગરી પધાર્યા, પ્રણમેપદ મહિરાણુ વાલા. સા ૨
પ્રભુએ લાભાલાભ વિચારી, અણુપુછયો ઉપદેશ વાલા,
સોલ પહોર લગે અમૃતવાણી, વરસ્યા ભવિ ઉપદેશ વાલા સા ૩
દીવાલી દીન મુક્તિ પધાર્યા, પામ્યા પરમાનદ વાલા,
અજર અમર પદ જ્ઞાન વિલાસી, અક્ષય સુખનો કદ વાલા સા ૪
એ પ્રભુ કર્તા અકર્તા ભોક્તા, નિજગુણે વિલસત વાલા,
દર્શનજ્ઞાન ચરણુ ને વીરજ, પ્રગટયા સાદિ અનત વાલા. સા ૫

( ૬૮ )

## ભગવતી સૂત્રનું ગુંહલી.

### રાગ ઉપરનો.

સહિયર સૂણીયેરે ભગવતી સૂત્રની વાણી;
પતક હણીયેરે આતમને હિત આણી. એ આંકણી.

સમકિતવંતતણી એ કરણી, ભવસાગર ઉદ્ધરણી;
નરક નિગોદ તણી ગતિ હરણી, મોક્ષ તણી નિસરણી. સ. ૧

પંચમ અંગ વિવાહ પન્નતિ, બીજું ભગવતી નામ;
શતક એકતાલીસ બહુ ઉદ્દેસે, અનંતા અનંત ગુણધામ. સ. ૨

વીર જગતગુરૂ ગૌતમ ગણધર, જોડી મોહનગારી;
પ્રશ્ન છત્રીશ હજાર પ્રકાસ્યા, વાણીની બલીહારી. સ. ૩

ગંગ મુનિ સિંહા, મુનિવરના, પ્રશ્ન સરસ છે જેહમાં;
ભાવ ભેદ ષટ્ દ્રવ્ય પ્રકાસ્યા, અમૃત રસ છે એહમાં. સ. ૪

સંગરામ સોની પ્રમુખ છે ભાવી, સમકિતવંત પ્રસિદ્ધા;
પ્રશ્ને કંચન મહોર ઠવીને, નરભવ લ્હાવો લીધો. સ. ૫

સ્વસ્તિક મુક્તાફલ શું વધાવો, જ્ઞાન ભક્તિ ગુરૂ સેવા;
ભગવતી અંગ સુણો બહુ ભાવે, ચાખો અમૃત મેવા. સ. ૬

વીરક્ષેત્રના સકલ સંઘને, વિઘ્ન હરે વરદાઈ;
દીપવિજય કહે ભગવતી સુણતાં, મંગલકોટિ વધાઇ. સ. ૭

---

( ૬૯ )

જીરે મારે દેશના દો ગુરૂરાજ, ઉલટ આણી અતિ ઘણી. જીરેજી.
જીરે આવીયો હર્ષ ઉલ્લાસ, પૂછે દેઈ સંસારને. જી. ૧

જીરે વિલંબ ન કીજે ગુરૂરાજ, દાસ ઉપર દયા કરો; જી.
જીરે મહેર કરો મહેરબાન, અમૃત વચને સીંચીયે. જી. ૨

જીરે સુણુવા સૂત્ર સિદ્ધાંત, હેજે હીયડું ગહગહે, જી
જીરે જીમ મોગ મન મેહ, સીતાને મળે ગમજી જી. ૩

જીરે કમલા મન ગોવિંદ, પારવતી ઇશ્વર જપે, જી
જીરે તિમ મુજ હૃદય મઝાર, જીન વાણી રૂચે ઘણી જી. ૪

જીરે નયગમ ભંગ નિક્ષેપ, સુણુતા સમકિત સંપજે, જી
જીરે ઉત્પાદ વ્યય ધ્રુવ રૂપ, સ્યાદ્વાદ રચના ઘણી જી ૫

જીરે નવતત્વને ષટ્-દ્રવ્ય, ચાર નિક્ષેપે, સપ્ત નયે કરી, જી
જીરે નિશ્ચયને વ્યવહાર, ઇણી પેરે મુજ ઓળખાવીયે. જી ૬

જીરે કૃપા કરો ગુરૂરાજ, તે સુણુવા ઇચ્છા ઘણી, જી
જીરે નિજ પર સત્તા રૂપ, ભાસે તે સુણુતા થકા જી. ૭

જીરે જીન ઉત્તમ મહારાજ, તે સુણુવા ઇચ્છા ઘણી, જી
જીરે પ્રગટે આતમ સ્વરૂપ, અમિયકુઅર ઇણી પરે ભણે ૮

---

## ( ૭૦ )

### વિમલગિરિ રંગે રમે મેવો એ દેશી.

મુનિવર મારગમા વસીયા, વરિ ઉન મારગથી ખસીયા,
શિવ વહુ ખેલણુ કે રસિયા .મુનિ. ૧

વીત્યુ ગુણુ ઠાણું બાળ, ભગવઇ અંગે સુવિશાલ,
રહે પ્રમત્તે ઘણો કાલ. ... . ..મુનિ ૨

અતર સુકૃત સ્થિતિ આવે, નિદ્રામા ગુણુ પલટાવે,
પણુ અપ્રમત્તતણે ભાવે મુનિ ૩

દ્રવ્યભાવ સંજમ ધરિયા, જંગમ તિરથ સચરિયા,
પાખરિયા સિંહ ઠેમરિયા . . મુનિ ૪

દુવિહા હિત સહે ન લહે, ઉપ્પુ પરિગ્રહ વીમ મહે,
મુનિવર આચારાંગ કહે ... મુનિ ૫

ચક્રવાલ દશવિધ પાલે, ચરણુ કરણુ ગુણુ અજુઆલે,
ચન્ય દર્શન અવધિ ટાળે ... .. ..મુનિ. ૬

કરો ગહુંલી ગચ્છપતિ આગેરે, વધાવો ગુરૂ મહાભાગેરે;
ગાઓ મંગલ મધુરે રાગે રે .... .... ....ગ. ૭

ગુરૂ ધન્ય આણંદી બાઈ જાયારે, સાહેબ રાજકુલમાં સવાયારે;
શ્રી વિજયલક્ષ્મી સૂરિરાયારે .... .... ....ગ. ૮

ગુરૂ પ્રેમ પદારથ પાયારે, જેણે ધર્મના પંથ બતાયારે;
એમ દીપવિજય ગુણ ગાયારે .... .... ....ગ. ૯

---

( ૭૪ )

સખિ રે મેં કૌતક દીઠું, સાધુ સરોવર ઝીલતા રે;
સખી નાકે રૂપ નિહાલતા રે, સખી. લોચનથી રસ જાણતા રે.
સખી મુનિવર નારીશું રમે રે. ૧

સખી. નારી હીંચોળે કંતને રે, સખી. કંત ઘણા એક નારી રે;
સખી. સદા યૌવન નારી તે રહે રે, સખી. વેશ્યા વિલુધા કેવલી રે. ૨

સખી. આંખ વિના દેખે ઘણું રે, સખી. રથ બેઠા મુનિવર ચલે રે;
સખી. હાથ જળે હાથી ડુબી ગયો રે, સખી. કુતરીએ કેશરી હણ્યોરે.

સખી. તરસ્યો પાણી નવ પીયેરે, સખી. મારગ વિહુણો મારગ ચલે રે.
સખી. નારી નપુંશક ભોગવે રે, સખી. અંબાડી ખર ઉપરે રે. ૪

સખી. નર એક નિત્ય ઉભો રહેરે, સખી. બેઠો નથી નવી બેસસેરે;
સખી. અર્ધે ગગન વિચે તે રહેરે, સખી. માંકડે મહાજન ઘેરીયોરે.૫

સખી. ઉંદરે મેરૂ હલાવીયોરે, સખી. સૂર્ય અજવાળું નવિકરેરે;
સખી. લઘુબંધવ બત્રીશ ગયારે, સખી. શોકે ઘડી નહિં એનડીરે. ૬

સખી. શામલો હંસમેં દેખીયોરે, સખી. કાટ વલ્યો કંચન ગિરિરે;
સખી. અંજનગિરિ ઉજ્જવલ થયારે,સખી.તોયે પ્રભુ ન સંભારીયારે.૭

સખી. વયરસામી સુતા પારણેરે, સખી. શ્રાવિકા ગાવે હાલરાંરે;
સખી. મ્હોટા થઇ અર્થ તે કહેજોરે, સખી. શ્રી શુભ વીરને વાલડારે.૮

---

( ૭૫ )

## वीरनी वाणी विषे.

( જાત્રીડા જાત્રા નવાણું કરીયે રે—એ દેશી. )

સખી સરસ્વતી ભગવતી માતારે, કાઇ પ્રણુમીજે સુખ શાતા રે,
કાઇ વચન સુધારસ દાતા, ગુણુવંતા સાભળો વીર વાણી રે,
કાઇ મોક્ષતણી નિશાની. ગુ એ આકણી ૧

કાઇ ચોવીશમા જિન રાયા રે, સાથે ચૌદ સહસ મુનિરાયા રે,
જેહના સેવે સુર નર પાયા ગુ કા ૨

સખી ચતુરંગ ફોજો સાથ રે, સખિ આવ્યા શ્રેણિક નર નાથ રે;
પ્રભુ વંદીને હુઆ સનાથ. ગુ કા ૩

બહુ સખી સંયુત રાણી રે, આવી ચેલણા ગુણુખાણી રે,
એતો ભામંડલમા ઉજાણી ગુ કા ૪

કરે સાથીયો મોહનવેલરે, કાઇ પ્રભુને વધાવે રંગરેલરે,
કાઇ ધોવા કર્મના મેલ. ગુ કાં. ૫

બારે પર્ષદા સુણે વાણી રે, કર્યું અમૃતરસ સમ જાણી રે,
કાઇ કરવા મુક્તિ પટરાણી. ગુ. કા. ૬

---

( ૭૬ )

## महावीर देशना

( અને હાંરે વાલોજી વાયે છે વાંસળી રે—એ દેશી )

અને હારે વીરજી દીયે છે દેશના રે,
ચાલો ચાલો સહીયરનો સાથ,
સુરવર કોડા કોડિ તિહા મલ્યા રે,
પ્રભુ વરસે છે ત્રિભુવન નાથ. વીર. ૧

અને હાંરે સમવસરણની શોભા શી કહું રે,
જિહાં મુનિવર ચૌદ હજાર;
મહાસતી ચંદનબાલા માવડી રે.
સહુ સાધવી છત્રીશ હજાર. વીર. ૨

અને હાંરે ગણધર પૂજ્ય અગ્યાર છે રે,
તેહમાં ગૌતમ સ્વામી વજીર;
ત્રણુસેં, ચઉદપૂર્વી દીપતા રે,
શ્રુત કેવલી જગ વડવીર. વીર. ૩

અને હાંરે સાતશેં કેવલી જગત પ્રભાકરૂ રે,
તેતો પામ્યા છે ભવ તીર;
પાંચશે વિપુલમતિ પરિવાર છે રે,
સહુ પરિકર છે પ્રભુવીર. વીર. ૪

અને હાંરે આણુંદ શ્રાવક સમકિત ઉચ્ચરે રે,
વળી દ્વાદશ વ્રત જયકાર;
એક લાખ ઓગણુશાઠ હજારમાં રે,
મુખ્ય શ્રાવક દ્રઢ વ્રત ધાર. વીર ૫

અને હાંરે સખી વયણે ઉજમાલી બાલિકારે,
આવી વંદે પ્રભુજીના પાય;
મહામંગલ પ્રભુજીના આગલેં રે,
પૂરે ચઉ મંગલ સુખદાય. વીર ૬

અને હાંરે સાતમું અંગ ઉપાસક સૂત્રમાં રે,
પ્રભુ દીપવિજય કવિરાજ;
આણુંદ સરિખા દશ શ્રાવક કહ્યા રે,
લેહશે એક ભવેં શિવપુર રાજ. વીર. ૭

---

( ૭૭ )

## षडावश्यक सूत्रनी.

અહો મુનિ ચારિત્રમા રમતા, શ્રી જિનઆણા સુધી ધરતા,
ક્રિયામારગમા અનુસરતા અહો. ૧

ષડાવશ્યક સૂત્રતણી રચના, તે સાંભળો ભવિ એક મના,
વાણી અમૃત રસ ઝરના. અહો. ૨

પ્રથમ સામાયિક જે દાખ્યું, બીજુ ચઉવિસથ્થો ભાખ્યું,
તૃતીય વાંદણુ દિલ રાખ્યુ અહો. ૩

પ્રતિક્રમણ ચોથે સુણતા, કાઉસ્સગ્ગ પાચમે અનુસરતા,
છઠે પચ્ચખ્ખાણ કરતા અહો. ૪

ષટ્વિધ આવશ્યક જે ધારે, શુભ પરિણામેં અવધારે,
શ્રીજિન માર્ગ અજુવાલે અહો. ૫

સ્થાપના જ્ઞાનતણી મોટી, મમતા માયા દૂરે છોટી,
તો સમતારસ હોયે જોટી. અહો. ૬

દક્ષિણપરે સોહમની વાણી, ગહુલી કરે ચેલણા રાણી,
ગુરુ સન્મુખ લેવે ગુણખાણી અહો. ૭

શ્રીરોર નગરે ગહુલી ગાઈ, કહે મુનિ સુણો ચિત્ત લાઈ,
શ્રી જિન આણા ધરો ભાઈ અહો ૮

---

( ૭૮ )

## समोस्मरणनी

અરિહા આયારે, રાધાવનકે મેદાન,
સુરપતિ આયારે, આસનકે ધ્રુજાન—એ આંકણી
સમવસરણ સુર મળી વિરચાવે, રૂપ કનિક જત ગઢનાં છાવે,
ત્રિકદિન જનુ સમ ઘરમારે, ઉપર બેસે રે, મુનિમુખ પર્ષદા બાર,
પ્રભુ મહિમાએ રે, વૈર ન રુચે કદાચ,
તત્વારનારી રે, પ્રવચન સુરઉદાર. અ ૧

પુરી શણગારી કોણિક રાય, જલ છંટાવ્યાં ફૂલ બિછાય,
સજી સામઇયું વંદન આય, ઉવવાઈ સૂત્રે રે;
દેશના અમૃત ધાર, ગૌતમ પૂછે રે, અંબડનો અધિકાર,
અદત્ત ન લેવેરે, સાત સયા પરિવાર. અ. ૨

પાણી છતે તરશાં વ્રત પાલી, ગંગા રેવત વચ્ચે સંથારી,
દેવલોકે પંચમ અવતારી, અંબડનામે રે;
તે સહુનો શિરદાર, અવધિજ્ઞાની રે, વૈક્રિયલબ્ધિ ઉદાર,
તાપસ વેશે રે, પાળે અણુવ્રત બાર. અ. ૩

તે ગુણદરિયા કૌતુક ભરિયા, કંપિલપુર માંહે સંચરિયા,
નિત્ય નિત્ય સહુ ઘર વસતી વરિયા, સહુકો જાણેરે;
અમ ઘર ઓચ્છવ થાય, ઘર ઘર હોશેરે, કૌતુક જોવા તે જાય;
દેવ ભવાંતર રે, અખંડ મુક્તિ વરાય. અ. ૪

સાંભળી હઇડે હર્ષ ભરાણી, બહુત સાહેલીની ઠકુરાણી,
નામે સુભદ્રા ધારણી રાણી, ચીર પટોલી રે;
પહેરી નિકટ તે જાય, ઘુંઘટ ખોલી રે, અંજલિ શીશ નમાય,
કેશર ઘોલી રે, સાથિયે મોતી પૂરાય. અ. ૫

ચતુરા ચઉમુખ ચિત્ત મિલાવે, મુક્તાફલ દોય હાથ ધરાવે,
શ્રી શુભવીરનાં ચરણ વધાવે, મંગલ ગાવે રે;
રંભા અપછર નાર, જગતનો દીવોરે, વિશ્વંભર જયકાર,
બહુ ચિરંજીવોરે, ત્રિશલા માત મલ્હાર. અ. ૬

---

( ૭૯ )

## અથ શ્રી સ્થૂલભદ્રજીની.

જીરે મારે સ્થુલીભદ્ર ગુરૂરાય, સાતમે પાટે સોહામણા જીરે જી;
જીરે મારે ભદ્રબાહુ મુણિંદ, સંભૂતિ વિજય સૂરિતણા. જી. ૧

જીરે મારે પાટ વિશેષ સુજાણ, શિયલગુણે અલંકર્યા. જી.
જીરે મારે કોશ્યાને બુઝવી તામ, જૈનધર્મથી નવિ પડયા. જી. ૨

ચૂનડી ઓઢીને સંચર્યાં રે, જાતાં જિન દરબાર રે, રંગીલી.
માણુકમુનિયે કોડથી રે, ગાઈ એ ચૂનડી સાર રે, રં. આ. ૭

---

( ८१ )

## મુનિ ગુણ વિષે.

( મોતીવાલા ભમરજી—એ દેશી. )

ચરણ કરણશું શોભતા, વ્રતધારી રે સુગુરૂજી,
ભવિજન માનસ હંસ રે;
જગત ઉપકારીરે સુગુરૂજી,
જંગમતીરથ સાધુજી, વ્ર.
લોભતણો નહિં અંશ રે. જ. ૧

પડિરૂવાદિક ગુણ ભર્યા, વ્ર.
ષટકારણ લીયે આહાર રે; જ.
સમુદાયની ગોચરી, વ્ર.
જ્ઞાનરતન ભંડાર રે. જ. ૨

ગીતારથ ગુરૂ આગલેં, વ્ર.
વનિતા ધરિય વિવેક રે; જ.
સરખી સાહેલિયેં પરવરી, વ્ર.
સમકિતની ઘણી ટેક રે. જ. ૩

આસ્તિક પીઠની ઉપરેં, વ્ર.
અનુભવ મુક્તા શ્વેત રે; જ.
ચિહું ગતિ ચૂરણ સાથીયો. વ્ર.
વધાવતી ધરી હેત રે. જ. ૪

ગુણવંતી ગાવે ગહુંઅલી, વ્ર.
મુનિગુણમણિ ધરી હાથ રે; જ.
શ્રી શુભવીરની દેશના, વ્ર.
સુણતાં મળે શિવસાથરે. જ. ૫

---

( ૮૨ )

## ગણધર વંદન.

( વાડીના ભમરા દ્રાક્ષ મીઠી રે ચાંપાનેરની—એ દેશી. )

જીરે કામની કહે સુણો કંથજી,
જીરે ફલિયા મનોરથ આજ રે,
નણંદીના વીર ગણધર આવ્યા છે ચાલો વાંદવા,
જીરે ભવોદધિ પાર ઉતારવા,
જીરે તારણ તરણ જહાજરે, ન. ૧

જીરે ગુણશીલ ચૈત્ય સમોસર્યા,
જીરે વીરતણા છે પટ્ટધાર રે; ન.
જીરે પરિવરે મુનિ પરિવાર છે,
જીરે તીર્થના અવતાર રે. ન. ૨

જીરે કંચન કામિની પરિહર્યા,
જીરે પ્રગટ્યા છે ગુણ વીતરાગરે; ન
જીરે પરિષહની ફોજને જીતવા,
જીરે કર ધરી ઉપશમ ખડ્ગ રે. ન. ૩

જીરે પ્રવચન માતાને પાળતા,
જીરે સમિતિ ગુપ્તિ ધરનાર રે, ન.
જીરે ગરૂનિધિ શ્રમ મોટકા,
જીરે પંચમહાવ્રત ધાર રે. ન. ૪

જીરે સુરપતિ નરપતિ જેહને,
જીરે સેવ કરે જોડી હજૂર રે, ન.
જીરે અમૃતસમી ગુરૂની દેશના,
જીરે પાપ પડલ રોપે કર રે ન. ૫

જીરે કામિની વચન સુણી હરખીઆં,
જીરે નમ્યા તે ગુરૂ ગણધર રે, ન.

જીરે ગુરૂમુખથી સુણી દેશના,
જીરે આનંદ અંગ અપાર રે. ન. ૬

જીરે મુક્તા ને રત્ને વધાવતી,
જીરે ગહુંલી ચિત્ત રસાલ રે; ન..

જીરે નિજભાવ સુકૃત સંભારતી,
જીરે જેહના છે ભાવ વિશાલ રે. ન. ૭

જીરે દીપવિજય કવિરાજજી,
જીરે પૃથ્વીનંદન બલિહાર રે; ન.

જીરે ગૌતમ ગણધર પૂજીએજી,
જીરે વીરશાસન શણગાર રે. ન. ૮

---

## ( ૮૩ )

## जंगमतीर्थ मुनि.

( સુણ ગોવાલણી, ગોરસડાવાલી રે ઉભી રહેને—એ દેશી. )

સુણ સાહેલી, જંગમ તીરથ જોવા ઉભી રહેને,
મુનિ મુખ જોતાં, મન ઉલસે તન વિકસે આપણ બેને, એ આંકણી.
થાવર તીરથ દુર્ગતિ વારે, પણ ઘર મેલી જઇયેં જ્યારે,
વિધિયોગે ધ્યાન ધરે ત્યારે, સંસાર સમુદ્રથકી તારે. સુણ૦ ૧

જંગમ મુનિ મારગમાં ફરતા, સંયમ આચરણા આચરતા,
જગજીવ ઉપર કરૂણા ધરતા, પુણ્યશાલી ઘર પાવન કરતા. સુણ૦ ૨

અના[illegible]વન પરિહરતા, બોલે દશવૈકાલિક કરતા,
[illegible]ી ધરતા, મુખચંદ્રથકી અમૃત ઝરતા. સુણ૦ ૩
ગણિ પેટી બહુ શ્રુતના[illegible] વરિયા, જપ તપ ચરણાદિક પરિકરિયા,
વર જ્ઞાન ધ્યાન હય ગ[illegible]ીયા, મુનિરાજ સવાઇ કેશરીયા. સુણ૦ ૪
વિરતી પટરાણી પરવ[illegible]
સુવિહિત ગીતાર્થ [illegible]ગુરૂ આગે, વિધિયોગે વંદે ગુણરાગે,
કર કંકણ પગ ઝાંઝર વાગે, ગહુંલી કરતાં અનુભવ જાગે. સુણ૦ ૫

કુંકાવટીયે કેશર લેતી, કરી સ્વસ્તિક પાતકડા ધોતી,
વધાવતી ઉજ્જલ મોતી, હળતી વલતી ગુરૂમુખ જોતી સુણ૦ ૬
કલક ઠવતી મધુગ ગાવે, ગુણવંતી તિહા ગહુલી ગાવે,
આ ભવ સૌભાગ્યપણું પાવે, શુભવીર વચન હેડે ભાવે. સુણ૦ ૭

---

( ૮૪ )

## मुनि वंदन.

( પ્રભુજી વીરજીણંદને વંદીયે—એ દેશી. )

સજની શાસન નાયક દિલ ધરી,
ગાશુ તપગચ્છ ગયા હો, અલબેલી હેલી
સજની જાણીયે સોહમ ગણધરૂ,
પટધર જગત ગવાયા હો, અલબેલી હેલી
સજની વીર પટોધર વંદિયે. ॥ ૧ ॥ એ આંકણી.

સજની વસુધાપીઠને ફરસતા,
વિચરતા ગણધાર હો અ૦ સ૦
છત્રીશ ગુણુશુ બિરાજતા,
છે ભવિજનના આધાર હો અ૦ સ૦ વી૦ મ૦ ૨

તખતે શોહે ગુરૂરાજ જી,
ઉદયો જિમ જગ ભાણુ હો, અ૦ સ૦
નિરખતા ગુરૂરાજને,
બૂઝે જાણુ અજાણુ હો અ૦ સ૦ વી૦ મ૦ ૩

મુખડું શોહે રે પૂરણુ શશી,
અણીયાલા ગુરૂ નેણુ હો, અ૦ સ૦
જલધરની પેરે ગાજતા,
કરતા ભવિજન સેણુ હો અ૦ સ૦ વી૦ સ૦ ૪

અંગ ઉપાંગની દેશના,
વરસતા અમૃતધાર હો, અ૦ સ૦

સુણતાં સર્વનાં દીલ ઠરે,
સંયમશું ધરે પ્યાર હો. અ૦ સ૦ વી૦ સ૦ ૫

શુભ શણગાર સજી કરી,
મોતીડે ભરી થાળ હો; અ૦ સ૦
શ્રદ્ધા પીઠની ઉપરે,
પૂરે ગહુંલી વિશાલ હો. અ૦ સ૦ વી૦ મ૦ ૬

સૌભાગ્ય ઉદયસૂરિ પાટના,
ધારક ગુરૂ ગુણરાજ હો; અ૦ સ૦
શ્રી વિજયલક્ષ્મી સૂરિંદજી,
દીપકવિજય કવિરાજ હો. અ૦ સ૦ વી૦ સ૦ ૭

---

## ( ૮૫ )

### अध्यात्म.

( ભવિ તુમેં વંદો રે સંખેશ્વર જિનરાયા—એ દેશી. )

અમૃત સરખી રે સુણીએ વીરની વાણી,
અતિ મન હરખી રે પ્રણમો કેવલ નાણી. એ આંકણી.
યોજનગામિની પ્રભુની વાણી; પાંત્રીશ ગુણથી ભાંખે,
પૂરવ પુણ્ય અપૂરવ જેહનાં, પ્રભુવાણી રસ ચાખે. અમૃત૦ ૧
જેહમાં દ્રવ્ય પદારથ રચના, ધર્માધર્મ આકાશ;
પુદ્‌ગલ કાળ અને વળિ ચેતન, નિત્યાનિત્ય પ્રકાશ. અમૃત૦ ૨
દ્રવ્ય ગુણ ને પર્યાય પ્રકાશે, અસ્તિ નાસ્તિ વિચાર,
નય સાતેથી માલકોષમાં, વરસે છે જલધાર. અમૃત૦ ૩
ગુણ સામાન્ય વિશેષ વિશેષે, હોય મલિ ગુણ એકવીશ,
તસ ચઉ ભંગી ચાર નિક્ષેપે, ભાંખે શ્રી જગદીશ. અમૃત૦ ૪
ભિલ્લદૃષ્ટાંતે ખેચર ભૂચર, સુરપતિ નરપતિ નારી,
નિજ નિજ ભાષાએ સહુ સમજે, વાણીની બલિહારી. અમૃત૦ ૫

નંદિવર્દ્ધનની પટરાણી, ચઉ મંગલ પ્રભુ આગે,
પૂરે સ્વસ્તિક મુક્તાફલનો, ચડવા શિવગતિ પાગે અમૃત૦ ૬
ચઉ અનુયોગી આતમદર્શી, પ્રભુવાણી રસ પીજે,
દીપ વિજય કવિ પ્રભુતા પ્રગટે, પ્રભુને પ્રભુતા દીજે અમૃત૦ ૭

---

( ૮૬ )

## ચૂનડી.

હાજી સમકિત પાલો કપાસનો,
હાજી પીંજણુ પાપ અઢાર,
હાજી સૂત્ર ભલુ રે સિદ્ધાંતનુ,
હાજી ટાળો આઠ પ્રકાર,
હાજી શીયળ સુરંગી ચૂનડી ૧

હાજી ત્રણ ગુપ્તિ તાણો તણો,
હાજી નલીય ભરી નવ વાડ,
હાજી વાણો વણો રે વિવેકનો,
હાજી ખેમા ખુંટીય ખાય હાજી શી૦ ૨

હાજી મૂલ ઉત્તર ગુણ ઘૂઘરા
હાજી છેડા વણોને ચાર,
હાજી ચારિત્ર ચદ્દો વચ્ચે ધરો,
હાજી હંમક મોર ચકોર હાજી શી૦ ૩

હાજી અજબ બિગજે ચૂનડી,
હાજી કહો સખી કેટલુ મૂલ,
હાજી લાખે પણ લાભે નહીં
હાજી એહ નહીં સમ તોલ. હાજી શી૦ ૪

હાજી પહેલી ઓઢી શ્રી નેમજી,
હાજી બીજી રાજુલ નેમ,

હાંજી ત્રીજી ગજસુકુમાલજી,
હાંજી ચોથી સુદર્શન શેઠ. હાંજી શી૦ ૫

હાંજી પાંચમી જંબુ સ્વામીને,
હાંજી છઠી ધનો અણગાર;
હાંજી સાતમી મેઘ મુનીસરૂ,
હાંજી આઠમી એવંતી કુમાર. હાંજી શી૦ ૬

હાંજી સીતા કુંતા દ્રૌપદી,
હાંજી દમયંતી ચંદનબાલ;
હાંજી અંજના ને પદ્માવતી,
હાંજી શીયલવતી અતિસાર. હાંજી શી૦ ૭

હાંજી અજબ બિરાજે રે ચૂનડી;
હાંજી સાધુનો શણગાર;
હાંજી મેઘ મુનીસર એમ ભણે.
હાંજી શીયલ પાળો નર નાર. હાંજી શી૦ ૮

---

( ૮૭ )

( રાગ ધોળ. )

એની સંચરતાં રે સંસારમાં રે,
એની સદ્દગુરૂ ધર્મ સંજોગ, વધાવો ગહુંઅલી રે;
એની સદ્દહણા જિનશાસનની રે,
એની પૂરણ પુણ્ય સંજોગ. વ૦ ૧

એની સમ સંતોષ સાડી બની રે,
એની નવબ્રહ્મ નવરંગ ઘાટ, વ૦
એની તપ જપ ચોખા ઉજલા રે,
એની સત્યવ્રત વિનય સુપાટ. વ૦ ૨

એની સમકિત સોવનથાલમાં રે,
એની કનક કચોલે અંગ; વ૦

એની સવર કરો શુભ સાથીયો રે,
એની આણા તિલક અભગ વ૦ ૩
એની સમિતિ ગુપ્તિ શ્રીફલ ધરો રે,
એની અનુભવ કુંકુમ ઘોલ, વ૦
એની નવતત્વ હઇયે ધરો રે,
એની ચરચો ચદન રગ રોલ વ૦ ૪
એની ભવજલ જેહમા ભેદીયે રે,
એની વિવેક વધાવો શાલ, વ૦
એની વીર કહે જિન શાસને રે,
એની રહેતા મગલમાલ. વ૦ ૫

---

## ( ૮૮ )

## મહામુનિરાજ શ્રી આત્મારામજી મહારાજની.

( સાભળજો રે મુનિ સંયમરાગી, ઉપશમ શ્રેણું ચડિયારે-એ દેશી )

ભલુ થયુ રે મારે સુગુરૂ પધાર્યા,
જિન આગમના દરિયા રે એ આકણી.
જ્ઞાન તરગે લેહેરો લેતા, જ્ઞાન પવનથી ભરિયા રે ભલુ ૧
આજ કાલમા જે જિન આગમ, દ્રષ્ટિપથમા આવે રે,
ગહન ગહન એહના જે અર્થો, પ્રગટ કરીને બતાવે રે ભલુ૦ ૨
શક્તિ નહીં પણ ભક્તિતણે વશ, ગુણ ગાવા ઉલ્લસાવું રે,
કર્મામૃત ગુરૂ ચરિત્ર સુણાવી, આનદ અધિક વધાવુ રે ભલુ૦ ૩
દક્ષિણ દિશિ જબુદ્વીપમાહિ, એહી ભરત મઝાર રે,
ઉત્તર દિશિ પજાબ દેશ જિહા, લેહેરા ગામ મનોહાર રે ભલુ૦ ૪
ક્ષત્રિયવશ ગણેશચદ ઘર, જન્મ લિયા સુખ ધામે રે,
રૂપદેવી કુક્ષિશુક્તિમા, મુક્તાફલ ઉપમાને રે ભલુ૦ ૫
લઘુવયમા પણ લક્ષણથી બહુ, દીપતા ગુરૂગયા રે,
સંગતિથી મળી ઢૂંઢક જનને, ઢંઢપંથ મગાયા રે. ભલુ૦ ૬

સંવત ઓગણીશેં દશમાંહી, ઉજ્જવલ કાર્તિક માસે રે,
પંચમીને દિવસે લઇ દીક્ષા, જીવનરામ ગુરૂ પાસે રે. ભલું૦ ૭

જ્ઞાન ભણ્યા વળી દેશ ફર્યા બહુ, જૂનાં શાસ્ત્ર વિલોકી રે,
સંશય પડિયા ગુરૂને પૂછે, પ્રતિમા કેમ ઉવેખી રે. ભલું૦ ૮

ઉત્તર ન મિલ્યા જબ ગુરૂજીને, જ્ઞાન કળા ઘટ જાગી રે,
સુમતિ સખી ઘટ આય વસી જબ, ઢુંઢપંથ દિયા ત્યાગી રે. ભલું૦ ૯

ધર્મ શિરોમણિ દેશ મનોહર, ગુર્જર ભૂમિ રસાલી રે,
ત્યાં આવી સુવિહિત ગુરૂ પાસેં, મન શંકા સહુ ટાળી રે. ભલું૦ ૧૦

પરમ કર્યો ઉપકાર તુમેં બહુ, શ્રીગુરૂ આતમરાયા રે,
જયવંતા વરતો આ ભરતે, દિન દિન તેજ સવાયા રે. ભલું૦ ૧૧

દુઃષમ કાળ સમે ગુરૂજી તમેં, વચન દીવડા દીધા રે,
શાંતિવિજય કહે જેથી હમારા, વિષમ કામ પણ સિદ્ધા રે. ભલું૦ ૧૨

---

## હરીયાળી.

વરસે કાંબલ ભીંજે પાણી—કાંબલી કહેતાં ઇંદ્રિય વરસે. પાણી કહેતાં જીવ કરમે ભારે થાય છે. એટલે ઇંદ્રિય રૂપ કાંબલ વરસતાં જીવરૂપ પ્રાણી કર્મજલથી ભીંજાય છે.

માછલીએ બગ લીધો તાણી—માછલી તે લોભ ને બગલો તે જીવ તેને સંસારમાં તાણી લીધો છે.

ઉડરે આંબા કોયલ મોરી—ઉઠ કહેતાં સાવધાન થા ! આંબો કહેતાં જીવ, કોયલ કહેતાં તૃષ્ણા, મોરી કહેતાં વિસ્તારી.

કલીય સીંચતાં ફલીઅ બીજોરી ?—કલી કહેતાં માયારૂપી કલી સીંચતાં લોભ ખેદરૂપ બીજોરૂ વૃક્ષ ફલ્યો તે વાધ્યો.

ઢાંકણીએ કુંભારજ ઘડીયો—ઢાંકણી કહેતાં માયા કહીએ તે માયાએ કુંભાર તે જીવ ઘડયો સંસારમાં ભમાડયો.

લગડા ઉપર ગર્દભ ચઢીઓ—લગડો કહેતા રાગદ્વેષ અભિમાન તે ઉપર ગર્દભરૂપ જીવ ચઢચો

નીશા ધોવે ઓઢણુ રોવે—નિશા કહેતા કાયા ધોવરાઇ એટલે જરા આવી, તેમ ઓઢણુ તે જીવ રોવે એટલે ખેદ પામે છે

સકરો બેઠો કૌતુક જોવે ॥ ૨ ॥—સકરો કહેતા સઘળું કુટુબ બેઠુ બેઠુ વિનોદ જુએ છે પણ સાહ્ય કરી શકે નહીં તે જાણુવુ

આગ બળે અગીઠી તાપે—ક્રોધરૂપ તે અગ્નિ બળે અને અગીઠી તે શરીર તાપે કહેતા ઉત્તાપ પામે છે

વિશ્વાનલ બેઠો ટાઢે કપે—વિશ્વાનળ તે કામાગ્નિ તેણે કરી જીવ-વિષય વિષયવટલી ધ્રુજે ટાઢને વિષય તૃષ્ણારૂપ જાણવી

ખીલો હુઝે ને ભેસ વિલોએ—ખીલો તે જીવ પુણ્યે કરીને હુઝે. તેણે ભેસ તે કાયા વિલોએ કહેતા સુખ ભોગવે છે

મીની બેઠી માખણુ તાપે ॥ ૩ ॥—મીની તે માયા ને માખણુ તે જીવ તેને તાવે તે સસાર સમુદ્રમા રોલાવે.

વહુ વીઆઈ સાસુ જાઇ—વહુ તે કુમતી વ્યાઇ તે વ્યાપી તેણે ચીંતારૂપી સાસુ ઉપાઇ.

લહુડેદેવરે માત નીપાઈ—લહુડેદેવરે તે હલવા કરમી તે વારે માતા કહેતા સુમતિ નીપજાવે લઘુકર્મીએ સુમતિ માતા ઉત્પન્ન કરી

સસરો સુતો વહુ હીંડોળે—સસરો તે જીવ સુતો તે પ્રમાદ, તિહા વહુ તે સુમતી જીવને હીંડોળે છે.

હાલો હાલો. સોભાવી બોલે ॥ ૪ ॥—એમ કહે છે કે હાલો હાલો એટલે ઉદ્યમ કરો કાળ ઢુકડો આવે છે

સરોવર ઉપર ચઢી બીલાઇ—સરોવર કહેતા શરીર તેના ઉપર ચઢી કેતા વ્યાપી બીલાઇ કેતા જરા

બભણુ ઘરે ચંડાલી જાઇ—બભણુ કહેતા જ્ઞાનવત જીવ એહને ઘરે ચડાલી કે કદાગ્રહ ઉપજાવે છે જ્ઞાનવત જીવને કદાગ્રહના રૂપ ચડાલી ઉત્પન્ન થઇ.

કીડી સુતી પોલી ન માવે—કીડી તે માયા, ને સુતી કહેતાં વિસ્તાર પામી પોળ કહેતાં કાયા તે અંદર સમાતી નથી ઘણી વિસ્તારી.

ઊંટ વણી પરનાલે જાવે—ઉંટ તે લોભ વ્યાપારાદીક પાપ તે પરનાળે વહી જાય છે.

ડોકરી ફુઝી ભેંસ વહકે ॥ ૫ ॥—ડોકરી તે ચિંતા ફુઝે તે વારે ભેંસ કહેતાં કાયા સુકાય.

ચોર ચોરે ને તલાર બાંધી મુકે—ચોર તે મન ચોરી કરે. ને પાપ કરે છે તે તલાર કહેતાં શરીર બંધનપણું પામે છે.

એ હરિઆલી જે નર જાણે—એ હરિઆલી કોઇ ચતુર હોય તે જાણે.

મુખે કવિ દેપાલ વખાણે—મુખે દેપાલ કવિ અર્થ કરીને તેને વખાણે છે.

ઇતિ હરિઆલી સંપૂર્ણમ્.

---

## હરીયાળી.

સખીરે મેં તો કૌતિક દીઠું—વજ્ર સ્વામી છ માસના આશરે હતા તે વારે સુનંદાએ ધનગિરિ સાધુને આપ્યા. તે સાધ્વીના ઉપાશ્રયે પાલણે સુવારીને શ્રાવિકાઓ હિંચોળતી થકી હાલરડાં ગાતી માંહોમાંહે સખીઓને કહે છે કે હે સખી! મેં કૌતુક દીઠું.

સાધુ સરોવર ઝીલતારે—સ્નાન વર્જ્યું છે તો પણ મુનિ સમતા જળે ભરેલા ઉપશમ સરોવરમાં ઝીલે છે.

સ. નાકે રૂપનિહાલતારે—તપસ્યાએ કરી સંભિન્ન શ્રોતાદિક લબ્ધિઓ ઉપજી છે તેવા મુનિ તે આંખ મીંચી હોય ને નાશિકાએ કરી નેત્રનું કામ કરે—રૂપાદિક જુએ.

સ. લોચનથી રસ જાણતારે—નેત્રે કરી રસેન્દ્રીનું કામ કરે એટલે દીઠા થકી-મીઠો-ખાટો રસ માલમ પડે. એકેંદ્રીએ પાંચે ઈંદ્રીનું કામ કરે પુનઃ પાંચ ઈંદ્રીનું જ્ઞાન થાય,

સ મુનિવર નારીસુ રમેરે ગા ૧—વિરતિરૂપી જે નારી તે સાથે મુનિરાજ સદૈવ નિરતર રમે છે

સ નારી હીચોળે કથનેરે—સમતા સુદરી પોતાના આત્મા રૂપી જે ભર્તાર તેને ધ્યાનરૂપ હીંચોળે બેસાડીને હીંચોળે છે

સ કથ ઘણા એક નારીનેરે—તૃષ્ણારૂપીણી જે સ્ત્રી તેણે જગતના સર્વ જીવને ભર્તારૂપે કર્યા છે-સર્વને પરણી છે

સ સદા યૌવન નારી તે રહેરે—વળી મોટુ કૌતુક છે કે તૃષ્ણાનારીને-પરણેલા અનેક સસારી જીવો મૃત્યુ પામ્યા પણ તે સ્ત્રી સદા યૌવનવન્તી છે કદાપિ વૃદ્ધપણુ પામે. નહી

સ વેશ્યા વિલુદ્ધા કેવલી રે ગા ૨—મુક્તિ રૂપીણી સ્ત્રી અનંત સિદ્ધોયે ભોગવી માટે વેશ્યા તે સાથે કેવલજ્ઞાની લુબ્ધ થયા તે જીવો ફરી સસારમા આવતા નથી

સ આખ વિના દેખે ઘણુંરે—કેવલજ્ઞાનીને દ્રવ્યેન્દ્રિયનું પ્રયોજન નથી તે માટે આખ તે નેત્ર, તેણે જોયા વિના પણ દેખે છે જ્ઞાન નેત્રે કરી જગતને દેખે છે

સ રથ બેઠા મુનિવર ચલેરે—અઢાર હજાર સીલાગ રથ તેમા બેઠા થકા મુનિરાજ મુક્તિ માર્ગ ભણી ચાલે છે

સ હાથ જલે હાથી ડૂબીઓરે—અર્ધ પુદ્ગલ માહે મસાર તે તો હાથ જલ સસાર કહીએ, તે જીવઉપશમ શ્રેણે ચઢતો થકો સગગ સજમે પડતો કદાચિત્ મિથ્યાત્વ પામે તે મુનિયો હાથી સરિખા હાથ જલે ડુબ્યા જાણવા

સ કુતરીએ કેશરી હણ્યોરે ગા. ૩—નિદ્રારૂપી કુતરીએ ચૌદ પૂર્વધર સરીખા કેશરી સિહને હણ્યા એટલે પ્રમાદ યોગે ચૌદ પૂર્વધર મસારમા ભમે છે

સ તરસ્યો પાણી નહિ પિએરે—સસારી જીવ અનાદિકાળથી તરસ્યો છે. તેને ગુરૂ વાણીરૂપ અમૃત પાણી પાય છે પણ પીતો નથી.

સ. પગ વિહુણો મારગ ચલેરે—શ્રાવક તથા સાધુનો ધર્મ એ બે પગ માંહેલો એકે પગ સાજો નથી અને આત્મા પરભાવના માર્ગે ચાલે છે તે બહુ દુઃખને પામે છે.

સ. નારી નપુંસક ભોગવેરે—મન નપુંસક છે તે ચેતનારૂપી સ્ત્રીને ભોગવે એટલે મન સહચારી ચેતના થયાં ઈચ્છાએ વિષયાદિકને વિલસે છે.

સ. અંબાડી ખર ઉપરેરે ॥ ૪ ॥—ભવાભિનંદી દુર્ભવ્ય અથવા અભવ્ય અથવા અરોચક કૃષ્ણ પક્ષીઆ મનુષ્યને ગર્દભ કહીએ તેને ચારિત્ર દેવું તેને ગર્દભ ઉપર અંબાડી જાણવી.

સ. નર નિત્ય એક ઉભો રહેરે—સદૈવ એક પુરૂષ ઉભોજ છે, તે કેમ કે ચૌદ રાજ લોકરૂપ એક નર છે તે મધ્યેજે કહ્યા અને કહેશે તે સર્વે ભાવ છે. એવા લોક પંચાસ્તિકાય મધ્યે ઉર્ધ્વ અધોતીર્છાયથોકતાગમ પ્રમાણે પણ તે પુરૂષ આકાર છે. જેમ પુરૂષ પગ બે પહોળા કરી કેડે બે હાથ થાપી ઉભો રહે તે આકારે જાણવો.

સ. બેઠો નથી નવી બેસશેરે—શાશ્વતો લોક છે તે પુરૂષ ઉભો તે આકારે છે માટે લોક પ્રકાશમાં પુરૂષ કહી બોલાવે છે તે બેઠો નથી તેમ બેસશે નહિ.

સ. અર્ધ ગગન વચે તે રહે રે—ઉર્ધ્વ અધોતિર્ચ્છો એમ ચોફેર અલોક છે મધ્યે લોક છે માટે અનંતપ્રદેશ આકાશ તે વચ્ચે અધર લોક રહ્યો છે.

સ. માંકડે માઝન ઘેરીઊંરે ॥ ૫ ॥—વહેવારીઆ ભવ્ય જીવ મનુષ્ય દેવ તિર્યંચાદિ ગતિ પામ્યા થકા રહે છે તે માઝન કહિએ તેને કંદર્પરૂપ માંકડે સંસારમાં ઘેરી રાખ્યા છે, મુક્તિ જાવા દે નહીં.

સ. ઉંદરે મેરૂ હલાવીઓરે—પંચ મહાવ્રતના ધારણહાર મુનિરાજ છે તે કદાચિત્, સંજવલનને ઉદયે અતિચારરૂપ ઉંદર જો

લાગે તો પચમહાવ્રતરૂપ મેરૂ હાલે અને સજ્વલન કષાયોદય રૂપ ઉદગ તે ઉત્તર ગુણ વિરાધે

સ. સુરજ અજવાળુ નવિ કરેરે—એકેન્દ્રિયાદિક પચેન્દ્રિયાવત્ સસારી જીવને તિરોહીતભાવે કેવલજ્ઞાન છે, પણ આવિર્ભાવ થયા વિના આત્મામા અજવાળુ વરતું નથી કેવલ તે સૂર્ય

સ લઘુ બધવ બત્રીસ ગયારે—એમ અજ્ઞાનમા, સસારમા રહેતા વયરૂપ બળહાનિ પામ્યું, વળી જીભ પછી જનમ્યા, એવા જે બત્રીસ દાત તે નાનાભાઈ બત્રીશ પ્રથમજ ગયા

સ શોક ઘટે નહિ બેનડીરે ॥ ૬ ॥—બત્રીશ ભાઈ ગયા તોપણ મોટી બેન જે જીભ તે વૈરાગ્ય પામી નહીં, આહારાદિક લાલચ વઈ પણ લવલવને લટપટ ઘટી નહિ, એટલે ચેતનને જરા આવી તો પણ ચેતતો નથી

સ સામલો હસ મે દેખીઓરે—સમકિત વિના આત્મારૂપી જે હસને કાળોજ કહીએ અથવા કૃષ્ણપરિણામે ચેતનરૂપ જે હસ તે કાળોજ દીસે છે

સ કાટ વલ્યો કચનગિરિરે—અઢી દ્વીપમા એક હજાર કચનગિરિ છે તેવા નિર્મળ આત્માના અસખ્ય પ્રદેશ છે, તેને કર્મરૂપ કાટ વળ્યો છે માટે સસારી કહેવાણો

સ અજનગિરિ ઉજ્વલ થયારે—અજનગિરિ શિખરરૂપ માથાના સ્યામ કેશ તે પણ ઉજ્વલ થયા, જગએ કપવા લાગ્યો મરણને લગતો થયો

સ તોએ પ્રભુ ન સભારીઆરે ॥ ૭ ॥—તોપણ સ્ત્રી, પુત્ર, વગ, ધન, લીલાને વાછે છે, પ્રભુ સ્મરણ કર્યું નહિ, ધર્મની સામગ્રી પામ્યા છતા મનુષ્ય ભવ એળે ગુમાવ્યો

સ વયર સ્વામી પાલણે સુતારે—વયર કુમાર બાળપણે ભાવચારિત્રીયાયકા પારણે સુતા છે

સ ધ્રાવિડા ગાવે હાલરારે—ધ્રાવીડા સાધ્વી પાસે ભણતી થકી કુવરને હીંચોળતી થકી એ કુલરૂપ હાલરડા ગાય છે

સ. થઇ મોટા અર્થ તે કહેજોરે—વળી કહે છે કે વજ્રકુમાર તમે મોટા થજો, ચારિત્ર લેજો ને હરીયાળીનો અર્થ કહેજો.

સ. શ્રી શુભ વીરને વાલડાંરે ॥ ૬ ॥—એમ કવિ પંડિત શુભવિજય ગણિ શિષ્ય વીરવિજય ગણિને એ અર્થ વલ્લભ વચન છે.

ઇતિ ફુલડાં હરિયાળી સંપૂર્ણ.

---

# હરિઆળી.

ચેતન ચેતો ચતુર ચબોલા—હે ચેતન ચતુર વાક્યે શિક્ષાને સમજો.

ચતુર ચબોલે જે નર ખીજે—ચતુરની ચતુરાઇએ જે મૂર્ખ અણસમજણે કરી ખીજે.

મૂરખ વાતે હઇડું રીઝે—અને ચાર મૂર્ખા મળે તેની વાતે જેનું મન રીઝે.

તેહને શી શાબાશી દીજે ॥ ૧ ॥ ચે ॥—તે મૂર્ખને પંડીત શી રીતે શાબાશી આપે ? મૂર્ખ છે, ગર્દભ છે, એવી રીતે શાબાશી દીએ, માટે મૂર્ખ આગળ શાસ્ત્ર તે શસ્ત્રરૂપ છે માટે ચતુર હોય તો સમજો.

પાયે ખોટે મેહેલ ચણાવે—આત્મા મનુષ્ય ભવ પામી સમકિતરૂપ પાયા વિના ચરણ સિત્તરી રૂપીણી ચિત્રશાળા મેહેલ ચણાવે એટલે ચારિત્ર મહેલ ન શોભે.

થંભ મલોખે માલુ જડાવે—વળી દાન, શીલ, તપ, ભાવ એ ચાર થંભ ચોખા નથી, મલોખા સરીખા છે તે ઉપર વ્રતરૂપ માળ જડાવે.

વાઘની બોડે બાર મુકાવે—પરમાધામીરૂપ વાઘ સામા વસે છે, તો પણ એ વિરતીનાં બારણાં ઉઘાડાં મુકે તે મૂર્ખ છે.

વાંદરા પાસે નેવ ચલાવે ॥ ૨ ॥ ચે ॥—મનરૂપ ચંપલ વાંદરાં પાસે પાપ ઢાંકવારૂપ નેવ ચલાવે છે તે કેમ ઢંકાએ.

નારી મોટી કંથ છે છોટો—સંસારમાં તૃષ્ણારૂપિણી નારી મોટી છે, અને આત્મારૂપ ભર્તાર લઘુ કહેતાં નાનો છે.

નાવે ભરતા પાણીનો લોટો—અજ્ઞાની જીવને ઉપશમ જલનો લોટો
ભરતા ન આવડે

પુજી વિના વેપાર છે મોટો—જ્ઞાનરૂપ પુજી ધન વિના કષ્ટક્રિયારૂપ
વેપાર મોટો કરે છે

કહો કેમ ઘરમા નાવે ટોટો ॥ ૩ ॥ ચે ॥—તે માટે ઘરમા ટોટો
કેમ નાવે ? અજ્ઞાની કષ્ટ કરતા દુર્ગતિ જાય

બાપ થઇ બેટીને ધાવે—આત્મારૂપ પિતાથી કર્મની બહુલતાએ
કુમતિનામા બેટી થઈ તેને જીવ ધાવે છે

કુલવંતી નારી કત નચાવે—તે બેટી ઘરમા ધધ લગાવે છે તેવારે
અશુભ ચેતના સ્ત્રી પરણ્યો તે સ્ત્રી આત્મારૂપ ભર્ત્તારને
નચાવે છે

વરણ અઢારનુ એઠુ ખાવે—તે સ્ત્રીના જોરે અનતા સિદ્ધની એઠ
ખાય છે એટલે પુદ્‌ગલાભિનદી થયો, સસારી અવસ્થામા
સિદ્ધના અનત જીવોએ આહારાદિક પુદ્‌ગલો ભક્ષણ કરી
વમેલા તે પુદ્‌ગલરૂપ એઠને અશુદ્ધ ચેતના યોગે જીવ
ભોગવે છે

નાગર બ્રાહ્મણ તે કહાવે ॥ ૪ ॥–શુદ્ધ સ્વરૂપી આત્મા જીવત્વપણે
છે તોપણ નાગર તે સિદ્ધ જેવો કહેવાય છે.

મેરૂ ઉપર એક હાથી ચઢીઓ—સજમ શ્રેણિ માર્ગરૂપ મેરૂ તે ઉપર
ચૌદ પૂર્વધર મુનિરૂપ હાથી ચઢયો છે.

કીડીની ફુકે હેઠો પડીઓ—પણ નિદ્રા રૂપીણી કીડી તેહની ફુકે
હેઠો પડીઓ એટલે પ્રમાદ વશે કરી સસારમા પડયા, કહ્યુ
છે કે—

चउदस पुव्वीआहारगाय
मणनाणीवीयरागावि।
हुति पमाय परवसा
तयणंतरमेव चउगइया ॥ १ ॥

હાથી ઉપર વાંદરો બેઠો—ચારિત્રરૂપ હાથીપર અભવ્ય જીવ રૂપ વાંદરો બેઠો એટલે અભવ્ય ચારિત્રે બેઠો ક્રિયા બલે નવ ગ્રૈવેયકે જાય છે.

કીડીના દરમાં હાથી પેઠો—હાથી સરીખા ચૌદ પૂર્વધર તે પ્રમાદ યોગે નિગોદરૂપી કીડીના દરમાં પેસે છે.

ઢાંકણીએ કુંભારજ ઘડીઓ—માયારૂપી ઢાંકણીએ આત્મા ચતુર હતો પણ કુંભાર કર્યો.

લગડા ઉપર ગર્દભ ચઢીઓ—તે કુંભારને ઘરે મનરૂપ ગર્દભ છે તે રાગદ્વેષરૂપી લગડા ઉપર ચઢયો છે.

અંધો દરપણમાં મુખ નીરખે—અજ્ઞાન અંધ આત્મા ધ્યાનરૂપ દર્પણમાં મુખ જુએ છે, એટલે અજ્ઞાન સહિત એવા જે અતીત લોક સમાધિ ચઢાવે છે, પણ તેને જ્ઞાન વિના શુદ્ધ સમાધિ પ્રાપ્ત થતી નથી અને આત્માનું સ્વરૂપ દેખાતું નથી.

માંકડુ બેઠું નાણું પરખે ॥ ૬ ॥ ચે ॥—તેમ વળી જૈન શાસન પામ્યો તોપણ શી સિદ્ધાઇ થઇ? ચપળ ચિત્તે અતિવિષયથી છતો નવ તત્વાદિક નાણું પરખે એટલે નાણું તો ચોખું પણ વ્રતધારી ચપલ મર્કટ એ કૌતુક,

સુકે સરોવર હંસ તે મ્હાલે—જ્ઞાન ઉપશમ જલ રહિત સંસારમાં મૃગતૃષ્ણા, સમાન ધન, સ્ત્રી સુખરૂપ સરોવરે જીવરૂપ હંસ માલે છે. અથવા પડવાઈ મુનિ ચારિત્ર સરોવરથી ભ્રષ્ટ થયા તે સંસારમાં વિષયરૂપ સુકે સરોવરે રતિ પામે છે.

પર્વત ઉડી ગગને ચાલે—તે ભ્રષ્ટ ચારિત્રીઆ પર્વત સરિખા સંયમથી ભ્રષ્ટ એવા પડવાઈ થયા ત્યારે એકેન્દ્રિયપણે આકાશે રઝળે છે.

છછુંદરીથી વાઘ તે ભડકયો—તે મુનિ અવધિ મનઃપર્યવધર પૂર્વધર વાઘ સરખા હતા, પણ માયારૂપ છછુંદરીથી ભડકયા, સંસારે પડયા.

સાયર તરતા ઝાઝ તે અટક્યા ॥ ૭ ॥ ચે ॥—તે મુનિ ચારિત્રરૂપી ઝાઝે ભવસમુદ્ર તરતા હતા, તેમા માનરૂપ ગિરિએ ભટકાણા તેથી અટકયા છે, તે કોઇક કાળે ભારંડ પક્ષીરૂપ જ્ઞાની મળશે ત્યારે તરશે.

સુતર તાતણે સિંહ બધાણો—સિંહ સરિખા આદ્ર કુમારાદિક સુતરના તાતણે બધાણા, ઘરવાસે વસ્યા એ ભાવ.

છીલ્લર જળમા તારૂ મુઝાણુ—ઉપશમ શ્રેણિ ચડી વજતા સસાર અલ્પ કર્યો છે, તોપણ સરાગ સજમે દેવગતિ પામ્યા એ થોડા જલમા તારૂ થઈ મુઝાણો

ઉંઘણુ આળસુ વર્ણુ કમાયો—તે માટે જે પ્રાણી પંચેન્દ્રિયોના વિષય દેખવા સાભળવા ઉઘણુ મુનિ વળી નવિન કર્મ બધ કરવા આળસુ મુનિ તે કેવળજ્ઞાનરૂપ ધન કમાયા.

કીડીએ એક હાથી જાયો ॥ ૮ ॥ ચે ॥—તે વારે ચરમ ગુણઠાણે ચરમ શ્રેણિરૂપ કીડીએ સિદ્ધત્વરૂપ હાથી જન્મ્યો એટલે સિદ્ધસ્વરૂપી જીવ થયો

પડીત એહનો અર્થ તે કહેજ્યો—પડિત કહેતા પડિતપણું હોય તો એહનો અર્થ કહેજો

નહીં તો બહુ શ્રુત ચરણે રહેજો—નહિતર ગીતાર્થ ડાહ્યા પાસે રહેજો તેથી તેનો અર્થ પામશો.

શ્રી શુભવીરનુ શાસન પામી—શ્રી વીર પરમાત્માનુ શાસન પામી

ખાધા પીધાની ન કરો ખામી ॥ ચે ॥—ખાધા પીધાની ખામી ના રાખવી એટલે જ્ઞાન અમૃત ભોજન અને ઉપશમ જલ પીધાની કમી નવી, માટે તે ભોજન તથા પાણી વાપરવા અહર્નિશ ઉદ્યમવંત થવુ તેમા ખામી રાખવી નહિ. શ્રી શુભવિજય ગણિ શિષ્યપડિતશ્રી વીરવિજય ગણી કહે છે, ઇતિ ભાવાર્થ

ઇતિ શ્રી હરિઆળી સંપૂર્ણ.

યોગનિષ્ઠ આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરસૂરિજી વિરચિત;

# ગહુંલી સંગ્રહ.

## બીજો ભાગ.

(૧)

### શ્રીમદ્ રવિસાગરજી મહારાજની ગહુંલી.

ભવિ તમે વંદો રે સૂરીશ્વર ગચ્છરાયા. એ રાગ

ભવિજન ગાઓ રે, રવિસાગર ગુરૂરાયા,
રવિપેરે મહિમા રે નિશદિન પ્રણમો પાયા
સાગર પેઠે ગુણગણુ દરિયા, મુનિગણમા કેશરિયા,
ચદ્રપરે શીતલતા વરિયા, ભવ્યલોક ઉદ્ધરિયા ભવિજન. ૧

ગૌતમ ગુરૂપેઠે ગુણવતા, સમતાવત ભદતા,
આદેય વચની ઉપશમવતા, મેરૂપેઠે મહતા. ભવિજન ૨

અનુભવજ્ઞાની નિરાભિમાની, મમતા રહી ન કશ્યાની,
અમૃત સરખી મીઠીવાણી, જ્ઞાન અભય ગુણદાની ભવિજન. ૩

સર્વ ગ્રામમા જે વખણાયા, અતિશયવત સુહાયા,
બુદ્ધિસાગર સદ્ગુરૂ વદુ, પહેલા દર્શન પાયા ભવિજન ૪

---

(૨)

### શ્રીમદ્ સુખસાગરજી મહારાજની ગહુંલી.

ભવિ તમે વંદોરે એ રાગ

ગુરૂ સુખ સાગર રે, આતમ સુખના દરિયા,
શમદમવતા રે, સમતા ગુણથી ભરિયા
વૈયાવચ્ચી પર ઉપકારી, સરલ સ્વભાવી સનૂર,
પચ મહાવ્રત ધારી પૂરા, સેવાકરણમા શૂરા ગુરૂ. ૧

ધર્મક્રિયા કરવામાં જેની, આવે નહીં કોઇ તોલે;
વર્તમાન મુનિગણ ગુણરાગી, ખરા હૃદયથી બોલે. ગુરૂ. ૨
ગુરૂસેવામાં જીવન ગાળ્યું, કર્મબીજને બાળ્યું;
બુદ્ધિસાગર ઘટ સુખ ભાળ્યું, જિનશાસન અજવાળ્યું. ગુરૂ. ૩

---

( ૩ )

## ગુરૂવ્યાખ્યાન ગહુંલી.

**ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો. એ રાગ.**

ગુરૂજી વખાણ કરે ભલો, સુણતાં હર્ષ અપાર;
વીર પ્રભુજીએ ભાખિયો, જૈનધર્મ છે સાર. ગુરૂજી. ૧
જૈનધર્મ જગ જાગતો, ટાળે સહુ જન દુઃખ;
જૈનધર્મ ધરી જીવતાં, મળતાં શાશ્વત સુખ. ગુરૂજી. ૨
દેવ ગુરૂધર્મ સત્ય છે, ધરો તસ વિશ્વાસ;
મિથ્યા વહેમ સહુ વારતાં, પામો સમક્તિવાસ. ગુરૂજી. ૩
પૂરા હોય તે પારખે, ગુરૂવચન પ્રમાણ,
જૂઠા પડે જંજાલમાં, ભટકે ચોરાશી ખાણ. ગુરૂજી. ૪
અરિહંત મહાવીર સત્ય છે, બીજું આલપંપાલ;
બુદ્ધિસાગર વીરનું, હોજો શરણુ ત્રિકાલ. ગુરૂજી. ૫

---

( ૪ )

## શ્રી વીરપ્રભુની ગહુંલી.

**જી રે પહેલો વધાવો મહાવીરતણો. એ રાગ.**

જીરે વ્હાલા લાગે મહાવીર પ્રભુ, સહુદેવના દેવ મહાન્,
હાડોહાડ હૃદયમાંહિ વ્યાપિયા, અરિહંત વિભુ ભગવાન્. જીરે. ૧
મોટું સત્ય મહાવીર દેવ છે, ત્રિશલાસુત જગ જયકાર;
જૈનધર્મ ખરો ઉદ્ધારિયો, દેઇ દેશના સત્ય ઉદાર. જીરે. ૨
મહાવીર પ્રભુ નામ જાપથી, ટળે કર્મ સકલ નિર્ધાર;
કલિકાલમાં મહાવીર એક છે, સહુ જીવના તારણહાર. જીરે. ૩
જૈનધર્મ સમો નહીં ધર્મ છે, સહુ સેવો નર અને નાર;
એવી આપે છે ગુરૂ દેશના, સુણતાં હોય હર્ષ અપાર. જીરે.

મહાવીરપ્રભુ જિનદેવ છે, જૈનધર્મ સદા આધાર,
બુદ્ધિસાગર ગુરૂજીની દેશના, સુણી પામો મંગલમાલ. જીરે. ૫

---

( ૫ )

## જૈન લક્ષણ ગહુંલી.

સિદ્ધ જગત્ શિર શોભતા એ રાગ.

સાચા જૈન તે જાણીએ, મહાવીર દેવના દાસ,
જેના દિલમા ન દીનપણું, જૈનાગમ વિશ્વાસ સાચા ૧
જીતે મોહ વિકારને, શૂરા દ્રવ્યને ભાવ,
કરતા નહીં જે કાયરપણું, ધરતા સદ્ગુણ દાવ. સાચા ૨
જૈન ધર્મ આરાધતા, તન મન ધનથકી ખાસ,
વીર પ્રભુની રે વાણીમા, સાચો છે વિશ્વાસ સાચા ૩
ધર્મોથેં જેહ જીવતા, સગી સત્યના જેહ,
ચોરી જારી ન જે કરે, ધર્મ ઉપકારે દેહ સાચા ૪
સહાય કરે જે પરસ્પરે, કરતા સુપાત્રે દાન,
પ્રાણ પડે પણ ધર્મને, કદિ ન ત્યાગે જાણ સાચા ૫
જૈનધર્મની સદ્દહણા, જેના મન હાડોહાડ,
દુર્ગુણ જીતે જય જે કરે, બોલ્યુ પાળે પ્રમાણ સાચા. ૬
જડ વસ્તુના ન લોભીયા, રાગી જૈનોના જેહ
મહાવીર મહાવીર મન ભજે, સાચા ગુણગણ ગેહ સાચા ૭
વીર બને શુભકાજમા, આપે તન મન ભોગ,
આતમ પેઠે સહુ જીવને, માને ધર્મનો યોગ, સાચા ૮
આત્મોદ્ધારક જે બની, કરતા વિશ્વ ઉદ્ધાર,
બુદ્ધિસાગર સદ્ગુરૂ, શ્રદ્ધા ભક્તિ ઉદાર સાચા. ૯

---

( ૬ )

## ગુરૂગુણ ગહુંલી

રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. એ રાગ

ગુરૂ મ્હારા જ્ઞાનદર્શન હથિયારે, સંસાર સમુદ્રને તરિયા. ગુરૂ.
ગુરૂ ભાનુ સમા છો પ્રતાપી રે, ગુરૂ આકાશ પેઠ છો વ્યાપી રે,
પ્રત્યુત્તરમા શીઘ્ર જવાબી, ગુરૂ ૧

અમૃત સમ મધુરી વાણી રે, સાંભળી બુઝયા બહુ પ્રાણી રે;
ખૂબ કરતા ધર્મ કમાની, ગુરૂ. ૨
સાગર પેઠ ગંભીર છાજો રે, કદિ મૂકો ન નિજ ગુણ માઝારે;
પાળો મુનિગુણ રીત રીવાજો, ગુરૂ. ૩
ઉપસર્ગ પરિષહ સહેતારે, મહાવીરનું શાસન વહેતા રે,
આત્મભાવમાં નિશદિન રહેતા, ગુરૂ. ૪
ગામોગામ નગરપૂર ફરતા રે, મોટા મુનિવરને અનુસરતા રે;
રાગદ્વેષ દૂર પરિહરતા, ગુરૂ. ૫
આગમ ગ્રન્થો ઉપદેશો રે, જેથી જાય જીવોના કલેશો રે;
બુદ્ધિસાગર શિવ સંદેશો, ગુરૂ. ૬

---

(૭)

## ચોમાસું કરવા ગુરૂ પધારે તે વખતે ગાવાની ગહુંલી.

### સાંભળજો મુનિ સંયમરાગે. એ રાગ.

આજ નગરમાં ગુરૂજી પધાર્યા, ચોમાસું શુભ કરવા રે;
ભવ્ય જીવોનાં પાપપંક સહુ, મેઘવૃષ્ટિ પરે હરવા રે. આજ. ૧
ઘરઘર કુંકુમ સાથીઆ કીધા, ધવલ મંગલ વર્તાયાં રે;
પુણ્યપનોતાં પગલાં દીઠાં, નરનારી હરખાયાં રે. આજ. ૨
ગહુંળી કરતી ગોરીઓ ગાવે, લૂંછણાં કરતી ભાવેરે;
મોતી તંદુલ મૂઠી ભરીને, ગુરૂને સંઘ વધાવે રે. આજ. ૩
ચાંદલીયા પેઠે ગુરૂ શોભે, ભાનુ પેઠે પ્રકાશે રે;
મેઘધ્વનિ ઉપદેશ ધ્વનિએ, ભવ્ય ચકોર વિકાસે રે. આજ. ૪
મહાવીર પ્રભુની પાટે બેસી, જૈન ધર્મ સમજાવે રે;
જૈન જગત જયવંતુ કરતા, ભકિત જ્ઞાન સ્ફુરાવે રે. આજ. ૫
આનન્દ મંગલ શાન્તિ વર્તો, નવનવો બોધ સુણાવો રે;
બુદ્ધિસાગર સાચા સદ્ગુરૂ, મહાવીર તત્વો ભણાવો રે. આજ. ૬

---

( ૮ )

## ઓળીની ગહુંળી.

સિદ્ધ જગત શિર શોભતા. એ રાગ.

ઓળી કરીએ રે ભાવથી, વિધિપૂર્વક સાર,
મયણા શ્રીપાલની પરે, પામો સુખ અપાર ઓળી. ૧
સુદ સાતમથી પુનમ લગી, આસો ચૈતર બે માસ,
આરાધન નવ પદતણું, કરીએ ધરી વિશ્વાસ ઓળી ૨
અરિહંત નવ પદ તણા, પ્રત્યેક હોય હજાર,
જપીએ જાપ સુભાવથી, કાઉસગ્ગ જયકાર ઓળી ૩
અરિહંતાદિક પૂજીએ, ભજીએ ગુરૂ ગુણવંત,
લક્ષ્મી લીલા જય પામીએ, આવે દુઃખનો અંત ઓળી ૪
જેવી ભાવના જેહની, સિદ્ધિ તેહવી થાય,
નવભવમા જન શિવ લહે, કર્મ અનંત ખપાય ઓળી ૫
ઓળી તપ સમ તપ નહીં, મંત્રવિષે નવકાર,
સહાય કરે દેવદેવીઓ, થાતી અણધારી વ્હાર ઓળી ૬
રોગ ટળે બહુ જાતના, પદપદ મંગલ થાય,
પુત્ર મળે મનમાનતા, ઇચ્છિત મેળા સુહાય ઓળી ૭
કર્મ નિકાચિત બાધિયા, તે પણ વિણશીરે જાય,
આ ભવમા તપ ફળ મળે, શ્રદ્ધા બળ મહિમાય ઓળી ૮
ઓળી તપને આરાધતા, સુખિયા નર અને નાર,
બુદ્ધિસાગર સદ્ગુરૂ, આશીષથી નિરધાર ઓળી. ૯

---

( ૯ )

## દિવાળીની ગહુંળી.

મારો સુગુણ સલુણો સાહેબ ભેટિયો એ રાગ

આજે રૂડી દિવાલી મહાવીર તણી, આખા ભારત દેશ મઝાર,
મહાવીર નામતણા જાપથી, કોટિ ગુણ ફલ લહો નરનાર આજે ૧
છેલ્લા તીર્થંકર મહાવીર પ્રભુ, દેહ છોડી થયા વિભુ સિદ્ધ,
ચાલે શાસન સંપ્રતિ તેમનું, જેનું નામ છે વિશ્વપ્રસિદ્ધ. આજે. ૨

જેણે ભારત દેશ ઉજાળીયો, કીધો ઉજ્વલ સ્વર્ગ સમાન;
સત્ય તત્ત્વ જગતમાં પ્રકાશિયાં, ભાવે ભજો વીર ભગવાન્. આજે. ૩
મહાવીર ચરિત્ર શ્રવણુ થકી, નિજ આતમ પાવન થાય;
ગરણું ગણીએ ગુરૂગમ લહી, કીજે તપ જપને સ્વાધ્યાય. આજે. ૪
વીર પાછળ વીર સમા બનો, એવો મહાવીરનો ઉપદેશ;
બુદ્ધિસાગર મનમાંહિ ધારીને, વર્તો નર નારી હમેશ. આજે. ૫

---

( ૧૦ )

## જ્ઞાનપંચમીની ગહુંળી.

ધનાશ્રી.

જ્ઞાન પંચમી જયકાર, કરો તપ પંચમીનું નર નાર.
જ્ઞાન પંચમી આરાધતાં રે, પ્રગટે જ્ઞાન અનન્ત;
જ્ઞાન સકલ ગુણ શ્રેષ્ટ છે રે, ભાખે વીર ભદન્ત. કરો. ૧
ગુણ મંજરી વરદત્ત પરે રે, તપ આરાધે જેહ;
જ્ઞાનાવરણ નિવારીને રે, બનતો જ્ઞાની તેહ. કરો. ૨
ભણીએ જ્ઞાન ભણાવીએ રે, કરીએ તન ધન સ્હાય;
જ્ઞાન સર્વત્ર ફેલાવીએ રે, પઠન આદિ ઉપાય. કરો. ૩
જ્ઞાની જ્ઞાન આશાતના રે, કરીએ નહીં ધરી પ્રેમ;
જ્ઞાન યોગી બનો વિશ્વમાં રે; અનીચ્છા તપ નેમ. કરો. ૪
વીરપ્રભુના શાસને રે, જ્ઞાન તણો આધાર;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ રે, સેવી લહો એહ સાર. કરો. ૫

---

( ૧૧ )

## ગુરૂ ગહુંલી કરતી વખતે ગાવાનું ગીત.

બેની રવિસાગર ગુરૂ વંદીએ. એ રાગ.

ગાવો સખિયો ગુરૂ ગુણ ગુંહલી,
જેની અમૃતરૂપી વાણી રે;
જેનાં લોચન રવિપરે ઝળહળે,
મહા તપસી ગુણની ખાણી રે. ગાવો. ૧

જેનુ આકાશથી દિલ મોટકુ,
ચન્દ્ર પેઠે મુખડુ ઝળકે રે,
જગ મોટુ ન મનસમ કો દિસે,
તપ તેજે દેહડી ઝળકે રે ગાવો. ૨
જેના મનમા વિષય વિષ નહિ રહ્યુ,
બ્રહ્મ તેજસ્વી મહા યોગી રે,
સર્વ તીર્થ સ્વરૂપી જે યે રહ્યા,
ફક્ત પ્રારબ્ધ કર્મના ભોગી રે ગાવો ૩
ગુરૂ જીવતા અમ્મર વેલડી,
જેહ આત્મજીવનથી જીવાડે રે,
વાયુ પેઠે જીવન પ્રાણુ શોધતા,
સમતા રૂપ જલને પીવાડે રે ગાવો ૪
અનીચ્છા તપ અગ્નિ હૃદય જળે,
પૃથ્વીપરે સહુ સહનારા રે,
કર્મ યોગી અડગ મેરૂ સારીખા,
ભાનુ પેઠે જીવન દેનારા રે, ગાવો૦ ૫
શોળ શૃગાર ગુણુ ગણુના સજી,
સખિયો શુભ ગુરૂને વધાવો રે,
બુદ્ધિસાગર સદ્ગુરૂ વાદીને,
સુણી વ્યાખ્યાન લ્યો ગુણુ લ્હાવો રે ગાવો ૬

---

## (૧૨)

## શ્રાવકોને શ્રાવિકાઓને તથા સાધુઓને વાસક્ષેપ કરતી વખતે ગાવાની ગ્હુંલી

થયા ભકતોરે ત્રિભુવન લોક, ગુરૂજીના બોલડીએ,
કરે કરે રે ગુરૂ વાસખેપ, શુકન સ્વર ચોઘડીએ
વાસખેપ ઇન્દ્રે દિયો રે, તદુલ લક્ષ્મીએ આપ્યા રે,
સૂરિમન્ત્ર ગૌતમ દિયો રે, ગુરૂએ હાથ શિર થાપ્યા ગુરૂ. ૧

આશીર્વાદ ગુરૂજી દિયે રે, મંગલમાલા થાજો રે;
ભવસાગર સહેજે તરો રે, ધર્મ કમાણી કમાજો. ગુરૂ. ૨
કેવલ જ્ઞાનથી ઝળહળોરે, પરમ મહોદય પામોરે;
આતમ લક્ષ્મી અવિચલ પામી, પૂર્ણ પ્રતિષ્ઠા જામો. ગુરૂ. ૩
સર્વ શક્તિ વાસક્ષેપમાંરે, સંકલ્પે સ્થિર થાપીરે.
બુદ્ધિસાગર સદ્ગુરૂ માથે, વાસે શક્તિ દિલવ્યાપી. ગુરૂ. ૪

---

( ૧૩ )

## ચૈત્ર સુદિ તેરસ મહાવીર સ્વામીની જન્મ જયંતીની ગહુંલી.

આવો આવો યશોદાના કંત. એ રાગ.

ત્રિશલાના નંદન વીર, જગ જયકારી રે;
જન્મ્યા જગનો ઉદ્ધાર, કરવા ભારી રે. ત્રિશલા. ૧
ભારતનાં પ્રગટ્યાં ભાગ્ય, પાપ પલાયાં રે;
પ્રગટ્યો જગમાં ઉદ્યોત, સુખડાં છાયાં રે. ત્રિશલા. ૨
દેવ દેવીનો આનન્દ, સ્વર્ગે છાયો રે;
ઇન્દ્રોએ કરિ અભિષેક, મહાવીર ગાયો રે. ત્રિશલા. ૩
મહાવીરમય સહુ વિશ્વ, બોધે કરવા રે;
અવતરિયા ત્રિભુવનદેવ, કલ્મષ હરવા રે. ત્રિશલા. ૪
આનન્દે તો અંગ ન માય, આજે પ્રેમે રે;
બુદ્ધિસાગર મહાવીર, પ્રભુની રહેમે રે. ત્રિશલા. ૫

---

( ૧૪ )

## પ્રતિષ્ઠા મહોત્સવે પ્રભાતમાં ગાવાનું ગીત.

આવે આવે મોતિશા શેઠ નવાણું જલ લાવે છે. એ રાગ.

પ્રગટ્યું સોના વર્ણી પ્રભાત, પ્રભુજી મહોત્સવે;
દેવલોકમાં દેવો હરખે કે, પ્રભુ ગુણ ઉજવે. ૧
જિનરાજ પ્રભુ દરબારમાં, નવગ્રહને નોતરૂં દીધ; પ્રભુ.
દશ દિક્પાલ પ્રેમથી નોતર્યા, દેવ દેવીઓ યોગિયો સિદ્ધ. પ્રભુ. ૨

ઘેર ઘેર કુ કુમના છાટણા, રૂડા સાથિયા દ્વારની સાખ, પ્રભુ
શાતિસ્નાત્ર ભણાવે શ્રાવકો, ગાવે ગીત મીઠી જેવી દ્રાખ. પ્રભુ ૩
આરતી શશી ભાનુ ઉતારતા, વ્હાલા જિનવર દેવની નિત્ય પ્રભુ
કરે મગલ દીવો ગોરીઓ, કરે લુણ ઉતારણુ રીત પ્રભુ. ૪
દ્રવ્યભાવથી મગલ પ્રગટિયા, નરનારીઆનન્દ અપાર, પ્રભુ
બુદ્ધિસાગર મહાવીર શાસને, જૈન સઘનો હો જયકાર પ્રભુ. ૫

---

( ૧૫ )

## મહાવીર પ્રભુનો છેલ્લી ઘડીનો ઉપદેશ.

### ગગાતટ તપોવનમા રે એ રાગ.

મહાવીર પ્રભુજી રે, જીવન છિલ્લીવારે
પાવાપુરી નગરમા રે, ઉપદેશ દે ભારે;
મારી પાછળ જેનો રે, પ્રમાદી ન કો થાશો,
મન જીતે તે જૈનોરે, જગતમાહિ કહેવાશો. મહાવીર. ૧

સાખ.

આત્મભક્તિ વણુ કર્મને, કરજો સ્વાધિકાર
સર્વ શક્તિયો ખીલવી, કરજો પરોપકાર
માહો માહે જૈનો રે, હળી મળી ગુણુ ગાજો,
જૈનને જિનજેવા રે, ગણી સેવા ચ્હાજો મહાવીર ૨
જેના મનમા હુ વસ્યો, કરતો મારો જાપ,
તેનાથી ભેદ જ કરે, બાધશે મહાપાપ,
એવુ જાણીને જૈનોરે, પરસ્પર દિલમાહી,
મુજને જ નિહાળીરે, પ્રવર્તો નિવછાહી મહાવીર. ૩
વેષ ક્રિયાદિક ભેદથી, ગણો ન જૈનો ભિન્ન,
અધ્યાત્મ મહાવીરમય, જૈનો સર્વ અભિન્ન,
સહુ જૈનોની સેવા રે, કરો જગ મુજ પેઠે,
દ્વેષ દૃષ્ટિ નિવારી રે, કરો ન જરા વેઠે મહાવીર. ૪
મુજ સમરે સહુ લોકમા, જૈનપણું પ્રગટાય
અાતે પરમાતમ બની, જ્યોતિ જ્યોત સુહાય.

મહાવીર પ્રભુ જય બોલતો, સંઘ ચાલે સકળ ધરી. શોભ. ઉત્સવ.
જિનશાસનની જય બોલતો, શાંત થાઓ અસુરગણુ કોપ. ઉત્સવ. ૪
થાઓ શાંતિ સહુ લોકમાં, ટળો રોગ શોક દુઃખ ક્લેશ; ઉત્સવ.
પ્રભુ મહાવીરદેવની ભક્તિથી, લહો શાંતિ પ્રજાને નરેશ. ઉત્સવ. ૫
પ્રભુ મહાવીરદેવના શાસને, ગ્રહ દિક્પાલની હોય સ્હાય; ઉત્સવ.
બુદ્ધિસાગર મંત્ર પ્રભાવથી, વધે પુણ્ય ને મંગલ થાય ઉત્સવ. ૬

---

( ૧૯ )

## મહાવીર પ્રભુના આશ્રયની ગહુંલી.

### ભક્તિ એવી રે ભાઈ એવી. એ રાગ.

મહાવીરસમું નહીં કોઈ, જોશો જગમાં જન સહુ જોઈ;
મહાવીરસમા નહીં દેવા, જેની દુનિયા કરતી સેવા. મહા. ૧
મહાવીર છે ભક્તોના બેલી, વ્હાર કરતા જે વ્હારે છેલ્લી.
સંકટમાં સમર્યા ઉગારે, દુઃખ સાગર પાર ઉતારે;
મહાવીર પ્રભુ મુજ આંખો, નભ ઉડવા તેહ જ પાંખો. મહા. ૨
મ્હને મહાવીર પર પ્રેમ લાગ્યો, મારા દિલમાં મહાવીર જાગ્યો;
મારે મહાવીરથી છે સગાઈ, માતા પિતા મિત્ર ને ભાઈ. મહા. ૩
મારે મહાવીરનો આધારો, આવ્યો શરણે હવે તો ઉગારો;
મોટું સત્ય મહાવીર સ્વામી, રહ્યા અંતર આતમરામી. મહા. ૪
દુઃખ કર્મે થયાં સહુ સહીશું, મુખે મહાવીર મહાવીર કહીશું;
મારે સહુમાં મહાવીર જોવા, નામ રૂપના ભેદો ખોવા. મહા. ૫
જેનું સર્વ વિશ્વપર રાજ, જેહ પલકમાં સારે કાજ;
મહાવીર અરિહંત નામ, જપવું બીજું નહીં કામ. મહા. ૬
ભૂત, ભૂતમાં મળી શમાશે, મારો આતમ મહાવીર થાશે;
બહિર અંતર મહાવીર સ્વામી, રૂપા રૂપીની નામી અનામી. મહા. ૭
જૈનધર્મતણો રખવાળ, સહુ વિશ્વતણો પ્રતિપાળ;
મારી દૃષ્ટિ આગળ તરી આવે, પ્રેમ ભુખ્યાની ભુખ શમાવે. મહા. ૮
અમે મહાવીરના વેચાયા, વીર માટે મનવચકાયા;
મરે દેહ અમર અમે થઈયા, ચિદાનન્દ મહાવીર લહિયા. મહા. ૯

શુદ્ધ પ્રેમથી વ્યક્ત જે થાવે, જેહ મળતા બીજુ ન ભાવે,
બુદ્ધિસાગર મહાવીર મળિયા, મારા સર્વ મનોરથ ફળિયા
• મહાવીર ૧૦

---

( ૨૦ )

## મહાવીરના ભકતોની ગુંહલી.

ભક્તિ એવીરે ભાઇ એવી, એ રાગ.

મહાવીરના ભક્ત તે જાણો, જેની શ્રદ્ધા પૂર્ણ પ્રમાણો,
સર્વ કર્તવ્ય કાજને કરતા, નિર્લેપપણું દિલ ધરતા મહાવીર ૧
સ્વાધિકાર ન ચૂકે ક્યારે, કામમોહથી જેહ ન હારે,
જીતવા યોગ્ય જીતે સર્વે, એવા જેનો રહે નહીં ગર્વે મહાવીર ૨
પડે પ્રાણ સકલ નાશ થાવે, જૈનધર્મ ન તજવા સ્વભાવે,
પ્રભુ મહાવીર અરિહત એક, શ્વાસોશ્વાસે સ્મરણની ટેક મહા ૩
જૈનને વીર જેવા ગણતા, વીર વિના ન બીજુ ભણતા,
વીર ચરિતને સાભળે પ્રેમે, ભગિયુ દિલમાગર રહેમે, મહાવીર ૪
જેહ જડ પૂજક નહીં થાતા, જ્યા ત્યા ચેતન પૂજા રહાતા,
અધ્યાત્મ મહાવીર દેખે, કર્મ ભાવને દેખી ઉવેખે મહાવીર. ૫
નિર્લેપ કમલ જલમાહી, તેમ નિર્લેપ વિષયોમાહી,
શરણ મહાવીરનુ ધારે, પ્રેમ મહાવીરમા સહુધારે મહાવીર ૬
મહાવીરથી સબધ બાધી, શુદ્ધપ્રેમથી અતિશય સાધી,
વીરમય થઇ જીવન ધરતા, દીનપણું ન ક્યારે ધરતા મહાવીર ૭
મૃત્યુ જીવવુ બન્ને સમાન, પડે વીર વિના નહીં તાન,
ઉત્સવ સમ દુ ખની વેળા, માને વીર પ્રભુના ચેલા મહાવીર. ૮
મન ઉપર કાબૂ મૂકે, જૈનધર્મ ન ક્યારે ચૂકે
જેહ કયારે ન રહેતા ઉદાસી, આત્મ વીરાનદ વિલાસી મહા ૯
દેખી જૈનને હર્ષિત થાવે, તેની ભક્તિ કરે ખૂબ ભાવે
પ્રભુ ભક્તમા ભેદ ન ધારે, થાવે દુ ખમા જૈનની વ્હારે મહા. ૧૦

કરે સ્વાર્પણ જૈનને માટે, ધરે ધર્મને નિજ શીર સાટે,
બુદ્ધિસાગર ભકતો એવા, જેના મહાવીર સાચા દેવા. મહાવીર. ૧૧

---

( ૨૧ )

## દેવગુરૂ ભકિતની ગુંહલી.

ભક્તિ એવીરે ભાઇ એવી, તરશ્યાને પાણી જેવી. એ રાગ.

કરો દેવગુરૂની ભક્તિ, પ્રગટે તેહથી સહુ શક્તિ,
જેના ધડ પર શીર ન હોય, ચાખે ભક્તિતણો રસ સોય. કરો. ૧
જેણે તન ધન વ્હાલ ઉતાર્યું, તેણે ભકિતનું દ્વાર ઉઘાડયું,
જીવતો જે મર્યો વળી જીવ્યો, પામ્યો ભકિતનો તે જન દીવો. કરો. ૨
ગુરૂ દેવના પ્રેમે વેચાયો, ભકિતરસ અનુભવ તે પાયો.
દેવગુરૂમાં એકત્વ દેખે, પ્રભુને તેહ પ્રેમે પેખે. કરો. ૩
જેના દિલમાં મહાવીર એક, પૂર્ણ પ્રેમે પરમ ગુરૂ ટેક,
નટ પૂતલી ચેષ્ટા પ્રમાણે, ગુરૂવચને પ્રવર્તે તાને. કરો. ૪
ગુરૂ દરિયામાં ડૂબકી મારે, નિજમાં નામરૂપ ન ધારે,
નટ નાગર પેઠે ખેલે, પૂર્ણાનન્દ જીવન રેલે. કરો. ૫
સહુમાં મહાવીરને દેખે, સહુમાં નિજ ગુરૂને પેખે,
એક મહાવીરનો આધાર, ધરી ચલવે સહુ વ્યવહાર. કરો. ૬
પડે ભકિત વિના નહીં ચેન, આવે મહાવીરનું મન ઘેન,
ભકિત અમૃત પી જે ઉઠે, તેને મોહમાયા નહીં લુંટે. કરો. ૭
ભકિત ભાવમાં જે ચકચૂર, તેથી મોહ રહે છે દૂર,
ભકિત આધીન છે ભગવાન જેના મનમાં ન ભેદ નિશાન. કરો. ૮
શુદ્ધ પ્રેમથી ભકિત ભરેલી, કલિકાલમાં સહુને બેલી,
મૂકી ખંડન વાદ વિવાદ, ભવિ ભકિત અમૃત રસ સ્વાદ. કરો. ૯
કરે ભકિત તેહને ધન્ય ધન્ય, જેને વીરપ્રભુ તનમન,
સર્વ જીવોનાં દુઃખ નિવારે, તેહ જીવંતી ભકિત ધારે. કરો. ૧૦
પીધા ગોળી સાગર સૂર ચંદા, નેહ ભકિતતણા છે બંદા,
બુદ્ધિસાગર ગુરૂદેવ ભકિત, કરો સ્વાર્પણથી સહુ શકિત. કરો. ૧૧

---

( ૨૨ )

## અધ્યાત્મ મહાવીર પ્રભુની અનુભવ ગહુંલી

### ભક્તિ એની રે ભાઇ એની. એ રાગ.

મ્હને વ્હાલા પ્રભુ મહાવીર, ત્રિશલાનંદન વડધીર,
સર્વ જીવો મહાવીર જણાયા, બ્રહ્મ સત્તાએ સરખા સુહાયા
મ્હને ૧
મ્હને મહાવીર વણ નહીં ગમતુ, મારૂ ચિત્ત ન બીજે રમતુ,
અધ્યાત્મ મહાવીર જાણ્યા, શુદ્ધપ્રેમે હૃદયમા આણ્યા મ્હને ૨
સત્તાએ મહાવીર પોતે, જાણીને કોણ બીજે ગોતે,
મહાવીરમા સર્વ સમાયુ, સર્વ વિશ્વ મહાવીર છાયુ મ્હને ૩
અસ્તિનાસ્તિ સદસદ્ પોતે, મહાવીર સ્વયં ગુણ ગોતે,
દેવ દેવીઓ મહાવીરમાહી, લેશ બીજુ રહ્યુ નહીં કયાહી મ્હને ૪
મોહમાયાને દૂર ખસેડી, ચડયો મહાવીરની ગુણ મેડી,
બ્રહ્મરન્ધ્રમા ઝગમગ જ્યોતે, મળ્યા મહાવીર અનુભવ જ્યોતે.
મ્હને. ૫
જેની જ્યોતિ છે અપરપાર, બની વીર કો પામે પાર,
પટચક્રમા ઉપશમ ધારે, પ્રભુ મહાવીર પોતે પધારે મ્હને ૬
શુદ્ધાત્મ મહાવીર દેવા, દેહ વ્યાપી અનુભવી લેવા
જેર કાલ અનાદિ અનંતા, દ્રવ્યથી જ અનન્તા અનન્ત મ્હને ૭
સર્વ જીવોનો સમુદાય, મહાવીર સમષ્ટિ કહાય,
જેણે આતમ મહાવીર જાણ્યો, સર્વ સાર હૃદય નિજ આણ્યો
મ્હને ૮
પરતન્ત્ર બને નહીં તેહ, જાણે મહાવીર નિજ તેહ,
નવરમ એકરસરૂપ થાવે, પોતે પૂજક પૂજ્ય સુહાવે મ્હને. ૯
મ્હને મહાવીર સ્વામી મળીયા, મારા સર્વ મનોરથ ફળીયા,
મહાવીરમા મનડુ રહેતું, પરમાનન્દ રસને લેતું મ્હને ૧૦
સત્ય શુરૂ તે વીર પમાડે, જૂઠા જગમા કદિ ન ભમાડે,
જૈનધર્મ ઘટોઘટ રહીયો, આત્મભાવે રસિકજન લહિયો. મ્હને. ૧૧

જેહ મહાવીરને ઘટ જાણે, તેહ મુક્તિપુરી સુખ માણે,
બુદ્ધિસાગર મહાવીર પામ્યો, પોતે સાક્ષી બની સુખ જામ્યો.
મ્હને. ૧૨

---

( ૨૩ )

## પોતાને સુધારવા ગુરૂને વિનંતિની ગુંહલી.

આવો આવો યશોદાના કંત અમ ઘેર આવો રે. એ રાગ.

મારા વ્હાલા ગુરૂ ભગવન, અમને સુધારો રે;
કરી કરૂણા પૂર્ણ કૃપાળ, ભવોદધિ તારો રે. મ્હારા. ૧
આપી આત્મજ્ઞાનનો બોધ, આત્મ જણાવોરે;
મ્હને યોગ્ય કરો શુભપાત્ર, માર્ગે ચઢાવો રે. મ્હારા. ૨
જૈનધર્મનું સાચું જ્ઞાન, ભાવે આપો રે;
સમકિત ચારિત્ર બે ધર્મ, મધ્યે સ્થાપો રે. મ્હારા. ૩
આવ્યો શરણે તમારે ભક્ત, ભેદ ન રાખો રે;
મારા મનમાંથી મોહ દૂર, કાઢી નાખો રે. મ્હારા. ૪
મહાવીર પ્રભુ દર્શન, વેગે કરાવો રે;
આચાર વિચારની શુદ્ધિ, પૂર્ણ પળાવો રે. મ્હારા. ૫
તુમ આણામાં મુજ શીર, પ્રેમથી આપ્યું રે;
શુદ્ધ પ્રેમ કર્યો તુમ સાથ, શ્રદ્ધા મન વ્યાપ્યું રે. મ્હારા. ૬
ગુરૂ કર્યાને રહે જો મોહ, ગુરૂ તે શાના રે,
શિષ્ય થયોને રહે જો ભેદ, શિષ્ય તે શાના રે. મ્હારા. ૭
તમથી આતમ કરો દૂર, જ્યોતિમાં લાવો રે;
વિષયાનન્દનો વિશ્વાસ, દૂર હઠાવો રે; મ્હારા. ૮
મ્હને આત્માનન્દમાં મસ્ત, કરશો સ્વામી રે;
બુદ્ધિસાગર ગુરૂની કૃપા જ, આતમરામી રે. મ્હારા. ૯

---

( ૨૪ )

## શ્રીમદ્ આત્મારામજી મહારાજની ગહુંલી.

ભારતજ્ઞાન પ્રકાશક મુનિવર, વિજયાનન્દ સવાયારે.
આત્મારામ પ્રસિદ્ધ સૂરિવરજી, જૈનધર્મ પ્રસરાયા. સૂરિવર મોટા રે.

વદોવદો ગુરૂ ગુણવત, સરિવર મોટા રે. ૧
જૈન ધર્મ સામ્રાજ્ય વધાર્યું, સેનાપતિ થઇ ચૂરારે,
જૈનધર્મના મોટા યોદ્ધા, વાદવિવાદમા પૂરા સૂરિવર વંદોરે. વંદો ૨
મહાવીર શાસન ગ્લાનુ કરવા, ગ્રથ રચ્યા ગુણ ભરિયારે,
શાબ્દિક તાર્કિક પડિત મોટા, સર્વગુણોના દરિયા સૂરિ. ૩
સર્વ ખડમા ચાવા સૂરિવર, તપાગચ્છ સંવેગી રે,
જૈનધર્મ અભિમાની પૂરા, નિજશાસન ગુણરગી સૂરિ. ૪
વીશમી સદિમા જૈન કોમમા, આતમરામ સવાયારે,
બુદ્ધિસાગરસૂરિ ગુણગાગે, પાદરામા રહી ગાયા. સૂરિ ૫

---

( ૨૫ )

## શ્રી વૃદ્ધિચંદ્રજી મુનિરાજની ગહુલી.

શાત દાત સયમ ગુણ ધારી, વૃદ્ધિચદ્ર મુનિરાયા રે,
બુદ્ધિવિજયજી શિષ્યો માહી, સમતા ગુણમા સવાયા મુનિવર વંદોરે
વદો વદો રે મુનિ મહારાજ .... . મુનિવર વદો રે. ૧
સૌરઠદેશ સુધાર્યો બોધે, ભાવનગર દીપાવ્યુ રે,
જેના શિષ્યો છે વિદ્વાનો, ગુરૂથી તેજ સવાયુ, મુનિવર. ૨
વૈરાગી ત્યાગી સોભાગી, મુનિવર વદો ભાવે રે,
બુદ્ધિસાગર સૂરિ મહ્ગુણીને, પ્રેમ ધરીને ગાવે મુનિવર. ૩

---

( ૨૬ )

## દુષ્ટ હાનિકારક રીવાજોના નિષેધની ગહુંલી.

(ઓધવજી સદેશો કહેજો શ્યામને, એ રાગ )

ચઢતી ન થાતી દુષ્ટ રીવાજોથી કદિ,
સમજો મનમા શાણા નર ને નાર જો;
કન્યા વિક્રય કરનાર દુ ખ પામતા,
દેશ કોમની પડતીના કરનાર જો ચઢતી. ૧

સત્ય પ્રેમ વણ લગ્ન નહીં નરનારીનું,
દેહ લગ્નથી ઘર ઘર હોળી થાય જો;
પતિવ્રતાનું માન નહીં જે દેશમાં,
પાકે નહીં ત્યાં ઉત્તમ જનસમુદાય જો. ચઢતી. ૨
વરનો વિક્રય કરનારાની કોમમાં,
ભક્ત શૂર નહિ પાકે નર ને નાર જો;
અબલા બાળાના શાપો જ્યાં બહુ પડે.
તન મન ધનની પડતી ત્યાં નિર્ધાર જો. ચઢતી. ૩
બાલ લગ્નના હોમે હોમાતાં ઘણાં,
ભારતમાંહિ બાળાઓને બાળ જો;
ભારતની પડતી થૈ તેથી લખગુણી,
બેઠો જનસંખ્યા લક્ષ્મીપર કાલ જો. ચઢતી. ૪
વૃદ્ધોની સાથે બાળાના લગ્નથી,
વ્યભિચારનું વધતું નિશદિન પાપ જો.
બાલક હત્યા ભારતમાંહિ વધતી ઘણી,
માબાપોને બાળાઓ દે શાપ જો. ચઢતી. ૫
ગુલામ સંતાનો પાક્યાં નિર્બલ ઘણાં,
મોજી શોખી કેફી ઇર્ષ્યાખોર જો;
ભક્ત દાનીજન શૂર પાકે છે થોડલા,
પાકે પરના તાબે જેવાં ઢોર જો. ચઢતી. ૬
ફેશન ફિશિયારીમાં સપડાયા ઘણા,
વેશ્યા પરનારી લંપટ નહિ પાર જો;
દેશ કોમ ને ધર્મની પડતી તેહથી,
માટે જાગી ચેતો નર ને નાર જો. ચઢતી. ૭
દેવગુરૂ ને ધર્મની સેવા સહુ કરો,
સર્વ શક્તિયો ખીલવો નરને નાર જો;
બુદ્ધિસાગર જૈન ધર્મને સેવતાં,
જૈનોની ચઢતી થાશે નિર્ધાર જો. ચઢતી. ૮

---

( ૨૭ )

## શ્રાવિકાઓને બોધની ગુહલી

ગુરૂજી ગુણવંત એમ ઉપદિશે, શ્રાવિકાને શુભભાવેરે,
બનો ગંગાસમ સ્વચ્છ દીલની, બનો ગંભીર મનની સ્વભાવેરે ગુ૦ ૧
જૈન ધર્મ ઉગોરંગમાં ધરો, પાળો સમ્યક્ત્વ શુભ આચારે,
ઘર સ્વર્ગ સમુ કરો સદ્‌ગુણે, કરો આતમનો ઉદ્ધારે ગુ૦ ૨
દૃઢધર્મવતી એક શ્રાવિકા, ઘર કુટુંબ દેશ સુધારેરે,
જૈનશાસ્ત્ર ભણેલી ગણેલી થે, નિજ સંતાનોને ઉદ્ધારેરે ગુ૦ ૩
દાન દેવે સુપાત્રે ભાવથી, દેવગુરૂ દર્શન કરી ખાવેરે,
પાળે શ્રાવિકા ધર્મ પ્રેમથી, દેવલોકના સુખડા પાવેરે ગુ૦ ૪
મોટી ઉમરે પુત્રને પુત્રિકા, જૈનવિધિથકી પરણાવેરે,
સહુ સહન કરે દુઃખ ઉપન્યા, મહાવીરને ભજતી ભાવેરે ગુ૦ ૫
ઘરસૂત્રને ચલવે સંપથી, સાસુ સસરાની કરે સેવારે,
કરે સંભાળ અવિકાર ધર્મથી, ચાખે સદ્‌ગુણ ગણના મેવારે ગુ૦ ૬
મહાવીર પ્રભુ દિલમાં વરી, નિર્લેપ બની કરે કાજરે,
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ બોધથી, પામે શ્રાવિકા શિવરાજરે. ગુ૦ ૭

---

( ૨૮ )

## વિશ્વવ્યાપક જૈનધર્મની ગુહલી.

જગ વ્યાપક ધર્મ કહે વિભુ, મહાવીર પ્રભુ ઉપકારીરે,
જૈનધર્મ સનાતન જાણશો, દયાધર્મ ભર્યો જયકારીરે જગ ૧
આત્મગુણો તે જૈનધર્મ છે, જ્ઞાન દર્શન ચારિત્ર જાણોરે,
નાત જાત વેષ ભેદ નહિ જીહાં, સદાચાર ગુણો મન આણોરે જગ ૨
વિશ્વમિત્ર બની શુદ્ધ પ્રેમથી, ટાળો જીવોના સહુ દોષોરે,
આત્મભાવથી ગુણગણુ બોધથી, વિશ્વ જીવોને બહુ પોષોરે જગ. ૩
વૈરી ઉપર વેર ન રાખીએ, દ્વેષી ઉપર પણ નહી દ્વેષરે
કોઇ ધર્મની નિન્દા ન કીજીએ, ઉપશમીએ સઘળા કલેશરે જગ ૪

ચઉદશે વીર આગમ સાંભળીએ, પરિહરિને સહુ કામ,
ચારિત્ર ગુણ આરાધન કરીએ, દઇએ વીરનું નામ. ચઉદશે. ૧
દયા દાનને દમ આદરીએ, પશ્ચાત્તાપ ન કરીએ;
યથા શકિત શુભ કર્મને કરીએ, આતમને ઉદ્ધરિએ. ચઉદશે. ૨
મોહમાયામાં જે મકલાયા, વિષય વાસના વાયા;
જૈનધર્મ સમજ્યા નહીં પામર, જન્મ જન્મ દુઃખ પાયા. ચઉ. ૩
સર્વ પ્રમાદો દૂર કરીને, સાંભળો સદ્દગુરૂ વાણી;
સુણતાં ધર્મ હૃદયમાં પ્રગટે, નિશ્ચય એવો જાણી. ચઉદશે. ૪
ધર્મ કરે તે પરભવ સુખિયાં, જગમાં નર ને નારી;
બુદ્ધિસાગર ધર્મી જનની, નિત્ય જાઉં બલિહારી. ચઉદશે. ૫

---

## ( ૩૪ )

## ચોમાસાની ગુંહલી.

### બેની રવિસાગર ગુરૂ વંદીએ. એ રાગ.

પુણ્યકારી ચોમાસું બેસીયું, તમે ધર્મ કરો નરનાર,
એક ઠેકાણે રહે ત્યાગીઓ, કાઢે તપ જપ કરતાં કાળ. પુણ્ય. ૧
ગુરૂ મુખથી સુણો આગમ ભલાં, કરો સંત સમાગમ ખાસ,
આવશ્યક સામાયિક તપ કરો, ધરો ધર્મ ઉપર વિશ્વાસ. પુણ્ય. ૨
પાળો ધર્માચારને ભાવથી, ગુરૂ પાસે રહી કરો જ્ઞાન;
દાન સુપાત્રે દ્યો ભાવથી, ભજો ભાવે વીર ભગવાન્. પુણ્ય. ૩
કરો વ્રત નિયમ બહુ ભાવથી, જેથી થાવે હૃદયની શુદ્ધિ;
શુદ્ધ હૃદય થવાથી સંપજે, અધ્યાતમ સાત્વિક બુદ્ધિ. પુણ્ય. ૪
પુણ્ય પર્વો ચોમાસામાં ઘણાં, યથાશકિત આરાધો ભવ્ય;
બુદ્ધિસાગર જીવદયા કરો, ધરો ધર્મિજન કર્તવ્ય. પુણ્ય. ૫

---

## ( ૩૫ )

## અષ્ટમીની ગુંહલી.

### ભવિ તમે સુણજો રે ભગવતી સૂત્રની વાણી.

આઠમે આઠે મદને વારો, માનવ ભવ નહીં હારો,
આઠ પ્રકારે આતમ સમજી, અષ્ટમી ગતિને ધારો.

ભવિ તમે સુણજોરે, સાચો ગુરૂ ઉપદેશ ૧
આઠ પ્રભાવકના ગુણ ધારો, પાળો ધર્માચારો,
દર્શન જ્ઞાન ચરણ ગુણ સેવો, સર્વ પ્રમાદો વારો ભવિ ૨
આઠમ સેવી અષ્ટ સિદ્ધિને, પામો નર ને નારી,
બુદ્ધિસાગર જૈનધર્મની, નિત્ય જાઉ બલિહારી ભવિ ૩

---

( ૩૬ )

## જગદ્‌ગુરૂ હીરવિજયસૂરિની ગુંહલી.

### રઘુપતિ રામ હૃદયમા રહેજો રે. એ રાગ

જગદ્‌ગુરૂ હીરલામુનિ રાયા રે, હીરવિજયસૂરિ ગુરૂરાયા, જગદ્
જૈનધર્મ જગત્‌મા રેલાયોરે, જૈનધર્મમા રગ રેલાયોરે
જ્ઞાન સયમમા લયલાયો જગદ્ ૧
બાદશાહ અકબર પ્રતિબોધ્યોરે, જીવહિસા કરતા રોધ્યોરે,
દિલમા પરમાતમ શોધ્યો જગદ્. ૨
વૈરાગી ત્યાગી સવાયારે, તપસી પુણ્યવત સુહાયારે,
ભાવે સેવે મુનિ સમુદાયા જગદ્ ૩
દેવદેવી કરે જસ સહાયરે, જેને મળિયા પ્રભુ દિલમાહ્યરે,
રૂડી કલ્પ વૃક્ષની છાય જગદ્ ૪
એવા જગદ્‌ગુરૂ ગુણ ગાવોરે, જેનો દેવપણે છે પ્રભાવોરે.
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ ધ્યાવો જગદ્. ૫

---

( ૩૭ )

## શ્રી હેમચંદ્રસૂરિની ગુંહલી.

### ભવિ તમે સુણજોરે ભગવતી સૂત્રની વાણી એ રાગ

ભવિ તમે વન્દો રે, હેમચદ્રસૂરિરાયા,
યશગુણ મહિમારે, ત્રણ્ય ભુવનમા સુહાયા
કલિકાલમા કેવલી સરખા, સર્વજ્ઞ બિરૂદે પાયા,
કુમારપાલ રાજા કરી શ્રાવક, રાજ્યગુરૂ કહેવાયા ભવિ. ૧

નૈષ્ઠિક બ્રહ્મચારી મહાયોગી, યુગ પ્રધાન સવાયા;
જૈનધર્મ ઉદ્યોત કર્યો બહુ, સુરનર મુનિવર ગાયા. ભવિ. ૨
ભારતદેશ શોભાવ્યો જેણે, દયા સર્વત્ર ફેલાવી;
જૈનધર્મનો સ્તંભ જે મોટો, ધર્મની હાથમાં ચાવી. ભવિ. ૩
સિદ્ધહેમ વ્યાકરણ શુભ રચિયું, ન્યાય સિદ્ધાન્તના ગ્રન્થ;
ભારતમાં કવિરત્ન પ્રથમ જે, સમજાવ્યો શિવપન્થ. ભવિ. ૪
મહાવીર પ્રભુના ભક્ત સાધુમાં, અગ્રણી જ્ઞાની સુહાયા;
બુદ્ધિસાગર ધર્મ પ્રભાવક, પ્રેમે પ્રણમું પાયા. ભવિ. ૫

---

( ૩૮ )

## શ્રીમદ્ દેવચન્દ્રજીની ગુંહલી.

### વ્હાલા ગુરૂરાજ ઉપદેશ આપે. એ રાગ.

ગુરૂ દેવચંદ્રજી પદવંદો, ભવોભવનાં પાપ નિકંદો ગુરૂ.
રચ્યા ગ્રંથ ઘણા ગુણકારી, નયચક્ર આગમસાર ભારી;
બીજા ગ્રંથ ઘણા સુખકારી— ગુરૂ. ૧
જેહ અધ્યાતમ ઉપયોગી, જેહ આતમગુણગણ ભોગી,
તત્ત્વજ્ઞાની સહજગુણ યોગી— ગુરૂ. ૨
નિજ શુદ્ધાતમ દિલ પ્યારો, મોહભાવને માન્યો ન્યારો;
જેના ઘટમાં જ્ઞાન અપારો— ગુરૂ. ૩
જૈનશાસનની કરી સેવા, પામ્યા આતમસુખના મેવા,
પ્રભુ ભક્તિની સાચી હેવા— ગુરૂ. ૪
જૈનકોમમાં જેહ પ્રસિદ્ધ, જેના ગ્રંથ દિયે સુખ ઋદ્ધિ;
બુદ્ધિસાગર લ્હાવો લીધ— ગુરૂ. ૫

---

( ૩૯ )

## શ્રી હરિભદ્રસૂરિની ગુંહલી.

### ભવિ તમે સુણજોરે ભગવતી સૂત્રની વાણી. એ રાગ.

ભવિ તમે વંદો રે, હરિભદ્રસૂરિરાયા,
ગુણગણ વૃંદો રે, પ્રેમે પ્રણમો પાયા.

મહાવીર પ્રભુનુ શાસન જેણે, ભારતમા ફેલાવ્યુ,
ચઉદશો ગ્રથ રચી નિજ શક્તે, જ્ઞાનયોગી પદ પાયુ ભવિ. ૧
પૂર્વધર જિનશાસન ધોરી, બહુ શ્રુત હાથમા દોરી,
સર્વ ગીતારથ શેખર યોગી, ભાવ મધ્યસ્થ ગ્રહેાારી ભવિ ૨
બ્રહ્મજ્યોત મૂર્તિ તેજોમય, સર્વ સિદ્ધાતના દરિયો,
મહાવીર પટ્ટધર ભારતભાનુ, અનત ગુણ ગણ ભરિયો ભવિ ૩
સુરગગા સમ જેહની વાણી, મન પકજ સમ જેનુ,
આતમ તેજ ભર્યું ગ્રથોમા, મનન કરશો તેનુ ભવિ ૪
જપી તપી જ્ઞાની પ્રભુ ધ્યાની, મુનિગણુના શિરદાર,
બુદ્ધિસાગર પરમ પ્રેમથી, વદુ વારવાર. ભવિ. ૫

---

( ૪૦ )

## શ્રી ભદ્રબાહુસ્વામીની ગુંહલી.

### રાગ ઉપરનો

ભવિ તમો વદો રે, ભદ્રબાહુ ગુરૂરાયા,
ચઉદશ પૂર્વી રે, પ્રેમે પ્રણમો પાયા
જૈનધર્મના ધોરી મુનિવર, ધ્યાન સમાધિ પાયા,
અપ્રમત્ત દશા ગુણયોગી, જસ સુરનર ગુણગાયા ભવિ. ૧
ચદ્રસમા સમતાથી શોભે, આત્મભાનુથી ઓપે,
આત્મરૂપમા મસ્ત બનીને, અશુદ્ધિ પરિણતિ રોધે ભવિ. ૨
જિનશાસન ધોરી થયા એવા, સદ્‌ગુણુ તેમના લેવા,
બુદ્ધિસાગર આત્મ ઉજાગર, જ્ઞાનિની કરવી સેવા ભવિ. ૩

---

( ૪૧ )

## બ્રહ્મચર્યની ગુંહલી

ભવિ તમે વદો રે સરીશ્વર ગચ્છરાયા. એ રાગ.

વીર ઉપદેશે રે, સાભળજો નરનારી,
બ્રહ્મચર્યને પાળો રે, આતમ ગુણુ હિતકારી

બ્રહ્મચર્ય ગુરૂકુળ આશ્રમથી, બાળકને કેળવીએ;
બ્રહ્મચર્યના ગુણ સમજાવી, શક્તિયો મેળવીએ. વીર. ૧

પચ્ચીશ વર્ષ લગે પુરૂષને, વીશ વરસ લગે નારી;
બ્રહ્મચર્ય ધારણ ગુણકારી, લગ્ન પછી જયકારી. વીર. ૨

બાળલગ્ન મૈથુનથી સંતતિ, નિર્બલ રોગ ભરેલી;
જગમાંહી જીવવા નહીં લાયક, શક્તિ ન હોય સુધરેલી.વીર. ૩

હસ્તકર્મથી નિર્બલ રોગી, બાલક પુરૂષો થાવે;
લગ્નને લાયક નહીં તેવા જન, પડતી વ્હેલી પાવે. વીર ૪

વ્યભિચાર કરનારા લોકો, આતમ શક્તિ વિનાસે;
ચાંદી પરમો વિસ્ફોટક ક્ષય, તુર્ત મરણ હોય પાસે. વીર. ૫

વીર્ય વિના નહીં જીવન જગમાં, લોકો ગુલામો સરખા;
દેહ વીર્ય વણ આતમ વીર્ય ન, વાદળ વણ નહીં વર્ષા. વીર. ૬

પ્રતિદિન મૈથુનને કરનારા, લોક ગુલામ બિચારા;
વંશ પરંપર પડતી પામે, દુશ્ચરિત્ર નઠારા. વીર. ૭

વંશ રાખવા માટે ગૃહીજન, પાકી ઉમરે કરે લગ્ન;
કામોદય નિવારણ માટે, થઈને અતિશય મગ્ન. વીર. ૮

દેહવીર્ય બુંદ રક્ષણ કરતાં, પુણ્ય અનંતુ થાવે;
વીર્યના રક્ષણ સમ નહિ વ્રત કો, સાગર સમ એ કહાવે. વીર. ૯

બ્રહ્મચર્યની કિંમત નહીં જ્યાં, ત્યાં નહીં ધર્મનું નામ;
બાલ્યકાલ બ્રહ્મચર્યથી, નિરોગી ગુણધામ. વીર. ૧૦

ત્યાગી ઘરબારી સહુ સમજો, મન જીતો મોહમારી;
દેશોદય ધર્મોદય માટે, બ્રહ્મચર્ય જયકારી. વીર. ૧૧

દ્રવ્યભાવથી બ્રહ્મચારી જે, તે જન મુક્તિ પાયા;
બુદ્ધિસાગર બ્રહ્મચારીના, પ્રણમું નિશદિન પાયા. વીર. ૧૨

---

( ૪૨ )

## સુધારાની ગુંહલી, શ્રી મહાવીર પ્રભુનો ઉપદેશ.

ભવિતમે વદો રે. એ રાગ.

વીર ઉપદેશે રે, સાભળજો નરનારી,
કરજો સુધારો રે, સમજીને સુખકારી
મારૂ શાસન જગ ફેલાવો, આતમ આપ સુધારી,
પરમાતમ પદ વરવા પ્રેમે, દુર્ગુણ દ્યો સંહારી      વીર. ૧
માત પિતાને વૃદ્ધજનોની, સેવા કરવી સારી,
બ્રહ્મચર્ય ધરવુ અધિકારે, દેશ સેવા દિલ પ્યારી      વીર ૨
સાત્વિક ખાવુ સાત્વિક પીવુ, દારૂ માસ નિવારો,
દયામય નિજ ચિત્ત કરીને, દુર્બુદ્ધિ દૂર ટાળો      વીર ૩
પ્રમાણિક રહેવુ સહુ વાતે, જૂઠુ ન વદીએ ક્યારે,
જૈનધર્મને પાળો પ્રીતે, આપ તરે તે તારે      વીર ૪
હાનિકારક દુષ્ટ રિવાજો, તનધનના ક્ષયકારી,
તજીએ તેને તત્ક્ષણ જ્ઞાને, પાપકર્મ તજી ભારી      વીર ૫
નિજ આત્મવત્ સહુ જીવોને, માની સદા શુભ કરીએ,
કામ ક્રોધ માયા મદ વારી, લઘુતાએ સંચરીએ      વીર ૬
સર્વ જીવોપર પ્રેમ ધરીને, પડતા દુ ખ નિવારો,
સાતક્ષેત્રને પોષો પ્રેમે, તેથી ધર્મ અપારો      વીર. ૭
દેશકોમ નાતિજાતિમા, સરખા સહુને માનો,
વિદ્યા સાચી જગ ફેલાવો, મોહ ન ધરવો કશાનો.      વીર ૮
કીધા કર્મો ભોગવવામા, સમભાવે નિત્ય રહીએ,
પરતંત્રતા સહુની હરીએ, સંકટ પડિયા સહીએ      વીર ૯
આતમાના સદ્ગુણને પામો, પંચાચારને પાલી,
ગૃહીત્યાગીના વ્રત આરાધો, સદ્બુદ્ધિ કરી વ્હાલી      વીર ૧૦
મારી શિક્ષા આરાધે જે, ભવસાગર તે તરશે,
મારા ભક્તો દુર્ગતિ ત્યાગી, સદ્ગતિ સહેજે વરશે      વીર ૧૧
મહાવીર પ્રભુની શિક્ષા એવી, વિશ્વજીવોના માટે,
બુદ્ધિસાગર સમજી ભવિજન, વળજો વીરની વાટે      વીર ૧૨

---

( ૪૩ )

## જેના હૃદયમાં મહાવીર વસ્યા, તેના ગુણોની ગુંહલી.

આવો આવો યશોદાના કંત. એ રાગ.

જેના દિલમાં મહાવીર વાસ, તસ એ નિશાનીરે.
થાય વિષયોમાં ન આસકત, નહિ અભિમાનીરે. જેના. ૧
પ્રભુ મહાવીર શ્વાસોચ્છ્વાસ; અજપાજાપેરે;
અધ્યાત્મ બની મહાવીર, વિશ્વમાં વ્યાપેરે. જેના. ૨
સર્વ જીવોની સારે સેવ, દ્વેષ ન ધારેરે;
જડનો પૂજક નહીં થાય, ચિત્ત સુધારેરે. જેના. ૩
જૈનધર્મ તે આતમમાંહિ, ગુરૂ પૂજારીરે;
કરે ઉપકારનાં સહુ કર્મ, મમતા વારીરે. જેના. ૪
નામ રૂપનો નહિ અધ્યાસ, ભક્તિ રસીલોરે;
કર્મયોગી સદા શૂરવીર, નહિ જે ઢીલોરે, જેના. ૫
જૈનસંઘ ઉપર દૃઢ પ્રેમ, ધરે શિર સાટેરે,
સર્વ જીવોને કરૂણા પ્રેમની વાળે વાટેરે. જેના. ૬
સાચા મહાવીર પ્રભુના ભક્ત, થયા ગુણ બળિયારે,
બુદ્ધિસાગર ભક્તિ હજૂર, પ્રભુવીર મળીયારે. જેના. ૭

---

( ૪૪ )

## પ્રભુ મહાવીર ભજ્યાથી પ્રગટતા ગુણો.

આવો આવો યશોદાના કંત અમ ઘેર આવોરે. એ રાગ.

મહાવીર ભજ્યાથી મોક્ષ, વિશ્વનો થાવેરે;
ભજો મહાવીર અજપાજાપ, દ્રવ્યને ભાવેરે. મહાવીર. ૧
આપ અસંખ્યપ્રદેશી સ્વરૂપ, પિંડમાં વ્યાપ્યારે;
વૈરાટે સહુ બ્રહ્માંડ, સમષ્ટિએ છાપ્યારે. મહાવીર. ૨
મ્હને વ્હાલા તમે ભગવાન, સહુ પર્યાયીરે;
મ્હારા હૈડામાં આપ હજૂર, વિરાજો સવાઇરે. મહાવીર. ૩

શ્વાસોશ્વાસે તમારો જાપ, પાપને ટાળે રે,
ભૂલ્યાને માર્ગ બતાવી, તુમ પદ વાળેરે          મહાવીર ૪
આપ રક્ષણ કરતા દેવ, છો પ્રતિપાળરે,
ભકતોના દિલમા વાસ, છો રખવાળરે          મહાવીર ૫
વીર સમર્યા પાપ અનન્ત, ક્ષણમા જાવેરે,
મ્હને આશરો તાહારો એક, અન્ય ન ભાવે રે          મહાવીર ૬
કરે હરિહર તાહારી સેવ, દેવ ને દેવી રે,
ખાતા પીતા હરતા યાદ, આવે છે સેવીરે          મહાવીર ૭
મ્હારી રાખો મહાવીર લાજ, કાજ સુધારોરે,
પટ્ ચક્રોમા તુ એક, પ્રગટયો પ્યારોરે          મહાવીર ૮
જ્યા વ્યાવુ ત્યાહિ તુહિ તુહિ, સ્હામો સુહાતોરે,
કરી દર્શન ત્હારા દેવ, સુખ બહુ પાતોરે          મહાવીર ૯
વીર નામ સમો નહીં જાપ, જગમા દીઠોરે,
મ્હને લાગે છે દિલમાહી, સર્વથી મીઠોરે          મહાવીર ૧૦
અરિહંત પ્રભુ મહાવીર, લય તવ લાગીરે,
મ્હારી કાયામા રહેનાર, થયો હુ સૌભાગીરે          મહાવીર ૧૧
એક રૂપે મળી ભગવાન્, તુજમા સમાયોરે,
બુદ્ધિસાગર મહાવીર દેવ, આત્મ સુહાયોરે          મહાવીર ૧૨

---

( ૪૫ )

## સેવાની ગુંહલી.

ભવિ તમે સુબુજોરે ભગવતી સૂત્રની વાણી એ રાગ

ભવિ તમે કરજોરે, વીર પ્રભુની સેવા,
વીર ગુણ વરશોરે, પામો અમૃત મેવા—
પશુ પખી નરનારી સર્વે, સહુમા મહાવીર ધારી,
સંગ્રહનય સત્તા માપેક્ષા, આત્મવીર નિર્ધારી          ભવી ૧
સાધુસન્તની સેવા કરીએ, સઘ મડલની પ્રેમે,

સર્વ જીવોના દુર્ગુણ હરીએ, રોગો હરીએ રહેમે. ભવી. ૨
સેવા કરતાં નાત જાતનો, ધર્મનો ભેદ ન ગણીએ;
જૈનધર્મ સેવા રૂપી છે, દયા ધર્મ દિલ ભણીએ. ભવી. ૩
દુઃખી જનનાં દુઃખો હરવાં, ભૂખ્યાંને ખવરાવો;
પરમારથમાં તન ધન ખર્ચો, દાન કરીને ખાવો. ભવી. ૪

ભય ખેદને દ્વેષ ત્યજે તે, સેવા કરે જગ સાચી;
ફર્જ ગણીને સેવા કરતાં, થાવો નહીં જન પાજી. ભવી. ૫
તન ધન મન સહુ સેવા માટે, મળીયું નિશ્ચય જાણો;
વાપરશો વિવેક ધરીને, ચેતે નહીં તે ન્હાણો, ભવી. ૬

સાર્વજનિક કામો શુભ કરતાં, કરો ન પાછી પાની;
સદ્‌ગુરૂ સેવા કરીને વીરની, સુણજો આગમ વાણી. ભવી. ૭
ફર્જે ન ચૂકો ધર્મ ન મૂકો, આતમ ગુણ પ્રકટાવો;
કાયા મન ઉપયોગી સાધન, પરોપકારે લાવો. ભવી. ૮

દેવ ગુરૂનાં પ્રતિદિન દર્શન, કરીએ વ્રત શુભ ધરીએ;
સદ્‌ગુરૂની સેવા શુભ ભાવે, સર્વ સમર્પી કરીએ. ભવી. ૯
બની પ્રમાણિક ધંધો કરવો, પરનો પ્રાણ ન હણવો;
કહેણી કરતાં રહેણી નિર્મલ, ધરવી નિશ્ચય ભણવો. ભવી. ૧૦

કુટુંબ જ્ઞાતિ દેશ કોમની, દેશ રાજ્ય શુભ માટે,
બુદ્ધિસાગર સેવા કરજો, જૈનધર્મ શિર સાટે. ભવી. ૧૧

---

( ૪૬ )

## મહાવીર પ્રભુનાં વચનામૃતોની ગુંહલી.

આવો આવો યશોદાના કંત અમ ઘેર આવોરે. એ રાગ.

મહાવીર કહે સુણો લોક, શિખામણ મારીરે,
વર્તે સુખ પામે તેહ, નર અને નારીરે. મહાવીર. ૧

મ્હારા ભકતો ન પામે નાશ, હૃદય સુજ ધારીરે;
બુદ્ધિકરતાં શ્રદ્ધા શ્રેષ્ટ, દિલ અવધારીરે. મહાવીર. ૨

કરે દુનિયાપર સામ્રાજ્ય, શક્તિ વધારી રે,
જીતે શક્તિએ જગ સર્વ, ગર્વ નિવારીરે મહાવીર ૩

મ્હારૂ ધ્યાન ધરીને જેહ, કર્મ કરતા રે,
જીતે તેવા જૈનો વિશ્વ, માર્યા ન મરતારે મહાવીર. ૪

ખરા ભાવથી મારી ભક્તિમા, જે ભળિયા રે,
તેવા જૈનો મ્હારી પેઠ, થાવે બળિયા રે મહાવીર ૫

જેહ સપદ્‌ના નહીં હર્ષ, ધરતા ક્યારે રે,
દીન થાય ન દુખ પડંત, મ્હને ન વિસારે રે. મહાવીર ૬

દુખ સુખને ગુરૂસમ જેહ, શિક્ષાએ જાણે રે,
નિજ કર્મ ન ચૂકે કોઇ, હૃદય મુજ આણે રે. મહાવીર. ૭

જૈન ધર્મને પાળે પૂર્ણ, જ્યા લગી ટેકે રે,
ત્યાસુધી કળાએ પૂર્ણ, વધતા વિવેકે રે મહાવીર ૮

ગણો માનવ જાતિ ન તુચ્છ, માહો માહે રે,
એકાત્મા બની રહો સર્વ, કર્તવ્ય છાહે રે મહાવીર. ૯

ધરો દેહ ઉપર નહીં મોહ, નિર્ભય થાવો રે,
ખીલવતા ગ્હો મહુ શક્તિ, મૈત્રી ભાવો રે મહાવીર ૧૦

આતમમા ગ્હી મહુ શક્તિ, પડદા નિવારો રે,
પોતે કર્તા છો સુખ દુખના, મન ધારો રે મહાવીર ૧૧

સત્તાએ સહુ જીવ વીર, કોઇ ન દીનરે,
મન જીતીને સહુ લોક, બનશો જૈન રે મહાવીર ૧૨

મન જીતે તે છે વીર, એહવી વાણી રે,
બુદ્ધિસાગર ધરીને ચિત્ત, કરશો કમાણી રે મહાવીર. ૧૩

---

( ૪૭ )

## યશોદાની વીરપ્રભુને વિનંતિ.

આવો આવો યશોદાના કંત અમ ઘેર આવો રે. એ રાગ.

કહે પત્ની યશોદા વીરને, એમ વચનો રે.
સાંભળતાં પ્રગટે પ્રેમ, સુણજો સુજનો રે. કહે. ૧
મારા પ્રાણેશ્વર મહાવીર, સ્વામી રૂપાળા રે;
મ્હને શિખવ્યો સાત્વિક પ્રેમ, કામણગારા રે. કહે. ૨
ધાતોધાતે અસંખ્ય પ્રદેશ, તમથી રંગાઇ રે;
મ્હને ઉપશમ ક્ષાયિક ભાવની, છે વધાઇ રે. કહે. ૩
શુદ્ધ પ્રેમ આકર્ષ્યા સ્વામી, થાઓ ન ન્યારા રે;
મ્હને મળિયા મોટા પુણ્ય, ગુણ અવતારા રે. કહે. ૪
પ્રાણ પડતાં ન જૂદી થાઉ, ઇચ્છું ન બીજું રે;
સુખ દુઃખ પ્રસંગે દેવ, દેખી રીઝું રે. કહે. ૫
સ્વામી સાથે આતમભાવથી, રહે ભાવે રે;
તેહ પત્ની કહાવે સત્ય, પ્રેમને દાવે રે. કહે. ૬
બાંધ્યો કમલે રવિથી પ્રેમ, પ્રગટે વિકસે રે;
પોયણી ચંદ્રોદય દેખીને, તન ઉલ્લસે રે. કહે. ૭
તમે ચન્દ્ર બનો તો પ્રેમ, ચકોરી સુહાવું રે;
તમે સાગર તો હું તરંગ, સાથ રહાવું રે. કહે. ૮
તમો પુષ્પ બનો તો સુગંધ, દુગ્ધ ચીકાશ રે;
તમે આતમ તો હું ચેતના, ગુણવાસ રે. કહે. ૯
તમે પરમેશ્વર હું શક્તિ, શુદ્ધ સ્વભાવે રે;
ત્રણ કાલમાં ભિન્ન ન થાઉં, અનુભવ દાવે રે. કહે. ૧૦
પરબ્રહ્મ ને આનન્દ રૂપ, બેની જોડી રે;
આધાર આધેય સ્વરૂપ, કરે કો ન હોડી રે. કહે. ૧૧
તુમલીલા અપરંપાર, સ્વામી સલુણા રે;
અનુભવ્યા પ્રદેશો પ્રદેશ, રહ્યા નહીં ઉણારે. કહે. ૧૨
શુદ્ધ પ્રેમથી સ્વામીની સાથ, રંગે રંગાતી રે;

તેહ દેવી કહાવે પત્ની, નિર્મળ છાતી રે                 કહે ૧૩
જેહ શુદ્ધ પ્રેમથી પત્નીને, દિલધારે રે,
તેહ સ્વામી કહાતો દેવ, ગુણ સભારે રે               કહે. ૧૪
શુદ્ધ પ્રેમથી દપતી જોડ, આનન્દ ભોગી રે;
જ્યા પુદ્ગલનો નહીં પ્રેમ, અન્તર યોગી રે             કહે ૧૫
જડ સુખના સ્વાર્થે, દંપતીનુ જોડુ રે,
સત્ય સુખ મળે નહીં લેશ, થાય કજોડું રે               કહે ૧૬
જડસુખના ભૂખ્યા જેહ, દપતી જ્યાથી રે,
દેહ રૂપને ભોગ વિનાશ, પશ્ચાત્તાપી રે                 કહે. ૧૭
મ્હારા આતમ સલુણા વીર, આતમ ભાવે રે,
હુ તો રહી છુ તમારી સાથ, દપતી દાવે રે.            કહે ૧૮
શુદ્ધ પ્રેમ રસીલા વીર, વીર હુ જપતી રે,
થયો દ્રવ્ય ભાવથી મેળ, પ્રેમમા રમતી રે             કહે ૧૯
મ્હારા સત્યપતિ મહાવીર, મનના રાજા રે,
ત્રણય ભુવનના રખવાળ, ધરો નિજ માજા રે           કહે ૨૦
સત્તાએ અનાદિ અનત, સબધ છાજે રે,
મળે આતમને નિજ આતમ, ગુણ ગણ રાજે રે        કહે. ૨૧
દેહને વળી દેહાતીત, સર્વ પ્રસગે રે,
પ્રભો !!! રહીશુ તમારી સાથ, અનુભવ રગે રે.      કહે. ૨૨
મારો તુમથી નિત્ય સબધ, છોડયો ન છૂટે રે,
કોટિ કોટિ કરે ઉપાય, તોડયો ન તૂટે રે               કહે ૨૩
દેહ કામના જેહ સબધ, ક્ષણમા વિનાશી રે,
આત્મ આત્મના જે સબધ, તે અવિનાશી રે.            કહે. ૨૪
અધ્યાત્મ પ્રભુ મહાવીર, આડ ઝમાળા રે,
જ્ઞેય જ્ઞાન સબધે આત્મની, કરો લીલા રે.           કહે. ૨૫
લીલા રૂપી પ્રભો !!! તુમ નાર, કુદ્રત માયા રે,
બાહ્ય જડ દુનિયાની માહી, પડે નહીં છાયા રે         કહે. ૨૬
એવી રત્ન ત્રયીની લક્ષ્મી, હુ કહેવાઇ રે;
પ્રભુ પત્નીની આતમ શુદ્ધ, સત્ય સગાઇ રે.          કહે. ૨૭

પ્રભુ સાકારી નિરાકાર, રૂપ તમારૂં રે;
ત્યાં પ્રેમથી થઈ તલ્લીન, તમને ભાળું રે. કહે. ૨૮
તવ જ્ઞાનમાં વિશ્વ અનન્ત, સ્વર્ગ સમાયાંરે;
જ્ઞાન સૃષ્ટિમાં લય સર્ગ, સમયે સુહાયાં રે. કહે. ૨૯
મ્હારા દેહ દેવલની માંહિ, વ્હાલા બિરાજો રે;
જ્ઞાન તેજ અનંત અપાર, જ્યોતે છાજો રે. કહે. ૩૦
મળે ભક્તિ પ્રતાપે દેવ, ત્રિશલા જાયોરે;
જેનો મહિમા સહુ જગમાંહિ, શક્તિએ છાયોરે. કહે. ૩૧
કરૂં અનુભવ મંગલ દીપ, આરતી રંગે રે;
પ્રદેશો પ્રદેશ અનન્ત, ગુણની સંગે રે. કહે. ૩૨
તુમવણ નહીં બીજો કોઇ, અદ્વૈત એવું રે;
થયું ભક્તિ જ્ઞાન પ્રતાપ, જોયા જેવું રે. કહે. ૩૩
સ્વામી એકજ મહાવીર, બીજા ન દીઠા રે;
રોમ રોમે પ્રદેશો પ્રદેશ, લાગ્યા મીઠા રે, કહે. ૩૪
કર્તા હર્તા મહાવીર, સદસદ્ રૂપી રે;
પરમેશ્વર જગદાધાર, નક્કી અરૂપીરે. કહે. ૩૫
પ્રેમે વીર પ્રભુનો જાપ, અન્તર કરવો રે;
એવો પત્ની યશોદા પ્રેમ, અન્તર વરવો રે. કહે. ૩૬
રૂપારૂપ પદસ્થને પિંડ, ધ્યાનના યોગે રે;
પ્રગટે અન્તર મહાવીર, સ્વાર્પણ ભોગે રે, કહે. ૩૭
ભક્તિ આધીન ભગવાન, ત્રિશલા જાયા રે;
મળે અનુભવ દર્શન યોગે, વિશ્વના રાયારે. કહે. ૩૮
અધ્યાત્મ પ્રભુ મહાવીર, પ્રેમે મળીયારે,
બુદ્ધિસાગર હાજરા હજુર, ઇચ્છિત ફળિયારે. કહે. ૩૯

---

( ૪૮ )

## ગુરૂ વિહાર ગુંહલી.

### સ્વામી શાતામાં રહેશો. એ રાગ.

વ્હેલાં વ્હેલાં દર્શન દેશો, પરમ ગુરૂ શાતામાં રહેશો,
ભવોભવ ઉપકારી ગુરૂ મ્હારા, ધન્ય ધન્ય ગુરૂજી અવતારા;
પ્રાણથકી બહુ પ્યારા.......................................પરમ. ૧

દીલ અમારા ઘણા પ્રતિબોધ્યા, આત્મ દૃષ્ટિથી બહુ શોધ્યા,
આવતા દુર્ગુણ રોધ્યા. . .. .પરમ. ૨
ઉપકારો અમપર બહુ કીધા, પોતાના ગણી ઉપદેશ દીધા.
કાજ અમારા સિદ્ધયા . . .પરમ ૩
મહિમાવંત અતિશય ધારી, વ્રતધારી ગુરૂ સત્ય આચારી,
જિનશાસન જયકારી . . પરમ ૪
બ્રહ્મચર્ય સત્ય ગુણગણ દરિયા, ઉપશમ સંવેગ શમદમ ભરિયા,
આતમ અનુભવ વરિયા . . . પરમ. ૫
પત્થર જેવા નર અને નારી, પ્રતિબોધ્યા ઉપદેશે ભારી,
તવ વાણીની બલિહારી . . ....પરમ ૬
તવ ગુણ ગણતા પાર ન આવે, સુરગુરૂ જેવા થાકી જાવે,
વિરહે ન ભોજન ભાવે . પરમ ૭
વાયુ પેઠે વિચરતા સુહાવો, મનમા પ્રતિબંધ લેશ ન લાવો,
અમપર કરૂણા લાવો... ..... . .. .પરમ ૮
અમને તુમવણ લેશ ન ગમતુ, મનડુ અમારૂ તુમમાહિ ભમતુ,
તુમ ગુણ રહે મન રમતુ . . પરમ ૯
ચોરી લીધુ મનડુ અમારૂ, મુજ આતમના સત્ય છો તારૂ,
ક્ષણ ક્ષણ મનમા સંભારૂ . પરમ ૧૦
આવજો પાછા પ્રેમ ધરીને, ભકતોની પ્રભુ ભક્તિ સ્મરીને,
કરૂણા પૂર્ણ કરીને . .. . પરમ ૧૧
તુમ વિરહે અમ ચિત્ત ચિરાતુ, ગુરૂ જાણો અમ મન જે થાતુ,
દુઃખ હવે ન સહાતુ . . .. .પરમ ૧૨
નયણે વહે છે આસુની ધાર, વિનતિ કરે છે નર ને નાર,
દર્શન દેશો કૃપાળ .. . પરમ ૧૩
તુમ ભક્તિ સાચી ગુરૂરાયા, એક તમારી સાચી માયા,
ધન્ય પિતા તવ જાયા . . .પરમ ૧૪
શ્રી ગુરૂ ભગવન્ આશિષ દેશો, બુદ્ધિસાગર ગુરૂ શાતામા રહેશો,
સંદેશા શુભ કહેશો ... . પરમ. ૧૫

---

( ૪૯ )

## શ્રી મોહનલાલજી મહારાજની ગુંહલી.

### અલીસાહેલી જંગમતીરથ જોવા ઉભી રહેને.

મહાવ્રતધારી મોહનલાલજી મુનિવર જગ જયકારી.
સમતા સાગર ગંભીર ત્યાગી વૈરાગી ગુણકારી.
વાણી સાકર સમ બહુ મીઠી, કરી સંગત અનુભવથી દીઠી,
શીતલ અમૃત ગુણની વૃષ્ટિ.......................મહાવ્રત. ૧
જેહની વાણીમાં રહી સિદ્ધિ, સેવા આપે બહુલી ઋદ્ધિ;
જેણે અલખ ફકીરાઇ લીધી.......................મહાવ્રત. ૨
ભારતમાં કીર્તિ ફેલાઇ, મુંબાઈમાં ખ્યાતિ પાઇ;
મરૂધર ગુર્જર શોભા છાઈ.......................મહાવ્રત. ૩
જિનશાસનની સેવા સારી, પ્રતિબોધ્યાં ભારત નરનારી;
નિઃસ્વાર્થી થયા બહુ ઉપકારી.......................મહાવ્રત. ૪
નહીં ગચ્છ કદાગ્રહને મમતા, દુર્જન શત્રુ પર બહુ સમતા;
લયલીન બની આતમ રમતા.......................મહાવ્રત. ૫
થયા મુનિ સવાઇ કેશરીયા, સમતાભાવે સંયમ વરિયા;
જે બહુલા જન તારી તરિયા.......................મહાવ્રત. ૬
એવા મુનિ વંદો બહુ ભાવે, મુનિગુણ સ્મરતાં સંયમ આવે;
બુદ્ધિસાગરસૂરિ ગુણ ગાવે.......................મહાવ્રત. ૭

---

( ૫૦ )

## શ્રી વિજયલક્ષ્મી સૂરિની ગુંહલી.

### ભવી તમે વંદોરે ભગવતી. એ રાગ.

ભવિજન ભાવેરે વિજયલક્ષ્મી સૂરિવંદો,
ભાવે વંદીરે, કર્મ અનંત નિકંદો.
ઉપદેશપ્રાસાદિક રચી ગ્રન્થો, નામ અમર નિજ કીધું;
વીશસ્થાનકની પૂજા રચીને, અનુભવ અમૃત પીધું. ભવિ. ૧
જૈનાગમજ્ઞાતા ગુણ દરિયા, ઓગણીશ શતકે થઇયા;
ગુર્જર દેશમાં ગિરૂઆ ગંભીર, ગુણ ગર્જતા રહિયા. ભવિ. ૨

દીપચંદ કવિ જેના ગણી, જીન શાસન સોહાયા,
બુદ્ધિસાગર સૂરિપદ વંદો, પ્રેમે પ્રણમો પાયા ભવિ ૩

(૫૧)

## શ્રી અભયદેવસૂરિની ગુંહલી.

ભવિ તમે વંદોરે એ રાગ.

ભવિજન ભાવેરે, અભયદેવસૂરિ વંદો
આગમ જ્ઞાનીરે, મુનિ વાચકસૂરિ ઇંદો,
નવ અંગોની વૃત્તિ કરીને, જગ આગમ પ્રસરાવ્યા,
જેની ટીકાઓ વાચીને, મુનિગણ મન હરખાયા ભવિ. ૧
ચૈત્યવાસી શ્રીદ્રોણાચાર્ય, શોધી ટીકાઓ ભાવે,
મહાવીર પાટે મોટા ભક્તો, ભક્તિરાગના દાવે ભવિ. ૨
વર્તમાનમા અભયદેવસૂરિ, ટીકાની શુભ મ્હાય,
બુદ્ધિસાગર મંગલ સવને, ઉપકારી સૂરિરાય ભવિ ૩

(૫૨)

## શ્રીમદ્ આનંદઘનજીની ગુંહલી.

અલીસાહેલી જગમ તીરથ જોવા ઉભી રહેને. એ રાગ

આતમજ્ઞાની આનન્દઘન જોગી, વંદો નરનારી,
પ્રખ્યાત થયા, સહુ દર્શનમા, ખાખી અતિશયધારી
જેના મન નહીં મ્હારૂં ત્હારૂં, સાચુ તે માન્યુ મન મારૂં,
આતમ સંયમમા મન ધાર્યું આતમ ૧
નદી કાંઠે જંગલમા વસિયા, શુદ્ધાતમના રસિયા રમિયા,
જે ધ્યાન સમાધિ ઉલ્લસિયા . આતમ ૨
સિદ્ધિયો પ્રગટી રહી સ્હામી, પણ સિદ્ધિના નહીં જે કામી,
નિશદિન રહેતા આતમરામી ... .. . . . આતમ. ૩
પહાડો ગુફામા બહુ રહીઆ, શુદ્ધાતમ દર્શન જે લહીયા,
અધ્યાત્મમાર્ગવિષે વહિયા ........................ આતમ. ૪

( ૫૭ )

## મહાવીર પ્રભુનો ઉપદેશ.

શ્રીથુલીભદ્ર મુનિમાંહિ શિરદાર જો. એ રાગ.

મહાવીર પ્રભુનો સુણજો જન ઉપદેશ જો,
જેથી નાસે જન્મ મરણના કલેશ જો;
મન માર્યા વણ મુક્તિ કોઇની નહીં થતી જો. ૧

આત્મજ્ઞાન સમ કોઈ ન મોટું જ્ઞાન જો,
આત્મજ્ઞાનના દાન સમું નહીં દાન જો;
આત્મજ્ઞાનથી જગમાં શાંતિ સંપજે રે. ૨

આત્મજ્ઞાન છે નિત્ય જીવન સુખકાર જો,
અજ્ઞાનાસક્તિ મૃત્યુ દુઃખકારજો,
ભય તે મૃત્યુ નિર્ભય જીવન જાણવું જો. ૩

વીર્યહીન નહિ આતમતત્ત્વને પામે જો,
આત્માર્પણ વણ ઠરે ન કોઇ ઠામે જો;
ભક્તિજ્ઞાનને યોગથકી શિવ સંપજે જો. ૪

એક એક યોગે આતમ અનન્ત જો,
અનન્ત સુખડાં પામ્યા થૈ ભગવંત જો;
દેશકાલ મર્યાદા છે નહીં ધર્મને જો. ૫

આતમ ધર્મવિષે સહુ ધર્મ સમાય જો,
આતમમાંહિ અનંતરસ પ્રગટાય જો;
આતમરસિયાને વિષયારસ નહીં ગમે જો. ૬

આતમ સાથે મન રમતું છે સ્વર્ગ જો,
મોહની સાથે મન રમતું છે નર્ક જો;
નિર્લેપી મન જલપંકજવત્ જાણવું જો. ૭

મુજમાં મન રાખીને નરને નાર જો,
કર્મ કરંતાં વર્તે સ્વાધિકાર જો;
અંતે પામે મુજપદને ગુણ ગણવરી જો. ૮

પરમાર્થે જેની વપરાતી શક્તિ જો,
તે છે મ્હારા જગમા સાચા ભક્ત જો,
ભય ખેદને ક્લેશ વિના કર્મો કરો જો ૯
અબ્જોમા પણ કોટિ મુજને જાણે જો,
કોટિમાથી સેકડો મનમા આણે જો,
આણીને પણ પડે ન પાછા વિરલા જો ૧૦
આતમ સત્તાએ પરમાતમ દેવ જો,
આતમમા મન રાખી કરજો સેવ જો,
સહુને શક્તિ સરખી સિદ્ધ થવાતણી જો ૧૧
કષાયવાસી મનડુ છે સસાર જો,
કષાયનાશથી મન મુક્તિ અવધાર જો,
સાક્ષીભાવે દેખે જાણે મુનિવરા જો. ૧૨
મુજ પર શ્રદ્ધાધારી ધરજો ધર્મ જો,
તેથી નરનારી ઝટ પામો શર્મ જો,
બુદ્ધિસાગર મહાવીર પ્રભુ વચનો ખરા જો ૧૩

---

## ( ૫૮ )

## મહાવીર પ્રભુનો ઉપદેશ.

શ્રીસ્થુલભદ્ર મુનિવરમાંહી શિરદાર જો. એ રાગ

મહાવીર ભાખે સુણો જગતના લોક જો,
જડમા સુખડા માની કરો ન શોક જો,
પાપપુણ્ય અનુસારે સુખ દુખ સપજે જો ૧
આપ કરે ને ભોગવે આતમ આપ જો,
શુભાશુભની સસ્કારે છે છાપ જો;
કરશો સ્વયં વિચારો તેવા થશો તમે જો ૨
આ ભવ કીધું પરભવ સાથે આવે જો,
કાલ અનાદિ કર્મ સબધ સ્વભાવે જો,
આત્મજ્ઞાન પ્રગટાવી કર્મો સહુ ટળે જો. ૩

જડની વાંછા વણુ નહીં લાગે કર્મ જો,
આત્મ જ્ઞાનથી આત્મવિષે છે શર્મ જો;
અનંત સુખનો સાગર આતમ ધારજો જો. ૪

વિશ્વોન્નતિનું કારણુ આતમ જ્ઞાન જો,
દુનિયાની પડતીનું કારણુ માન જો;
રાગ દ્વેષના ક્ષયથી મુક્તિ સંપજે જો. ૫

સત્કર્મો કરજો જગમાં નર નારજો,
પકવજ્ઞાન પ્રગટે તેથી નિર્ધાર જો;
નિરૂદ્યમીને નિવૃત્તિ સુખ નહીં મળે જો. ૬

નિશ્ચય જેનો કર્યો ઠગે સંસાર જો,
તેને જીવ્યાનો નહીં જગ અધિકાર જો;
મ્હારી શ્રદ્ધા રાખી કર્મો શુભ કરો જો. ૭

મુજપદ લેવા જીવે જે નર નાર જો,
મુજને મન સોંપી વર્તે સંસાર જો;
તેવા ભકતોનો, બેલી નિશ્ચય ધરો જો. ૮

મુજભકતોના ભકતોનો રખવાળ જો,
જેઓનું મારાપર બહુલું વ્હાલ જો;
તેવા ભકતો મુજ ગુણને વ્હેલા વરે જો. ૯

સહુ જીવોના મનનો દેખણુ હાર જો,
જગમાં છુપું કાંઈ નહીં તલભાર જો;
મુજ શિક્ષા અનુસારે વર્તે શિવ લહો જો. ૧૦

મારા ભકતો સંકટમાં ખૂબ પાકે જો,
સંકટને દુઃખમાંહિ લેશ ન થાકે જો;
ઉત્સવ સરખાં દુઃખડાં વેઠી મ્હને વરે જો. ૧૧

મારા જૈનો બને નહીં નામર્દ જો,
સુખી રહેતા સહી કર્મના દર્દ જો;
મુજ ભકતોના દાસોના દાસો બને જો. ૧૨

વીર પ્રભુનો સુણી એવો ઉપદેશ જો,

રાગ દ્વેષાદિક ટાળો સહુ કલેશ જો,
બુદ્ધિસાગર શિવપુર સુખમા મ્હાલશો જો ૧૩

---

( ૫૯ )

## સત્યપ્રેમ.

### બેની રવિસાગર ગુરૂ વંદીએ

જ્ઞાની ભક્ત ગુરૂ કહે પ્રેમનુ, સત્યરૂપ સુણો નરનાર,
દેશકાલ વિષય બધન નહીં, નહીં સ્વાર્થનો છાટો લગાર,
સત્ય પ્રેમનુ લક્ષણુ સાભળો ૧
દેહ રૂપની ભોગેચ્છા નહીં, નામ કીર્તિની વાચ્છા ન લેશ,
સ્થૂલ સૂક્ષ્મ પ્રકૃતિ સામ્યમા, રાગવિષમતાએ કલેશ સત્ય ૨
મન વાણીને કાય યોગમા, નરનારીનો સામ્ય સબન્ધ,
શુદ્ધ પ્રેમ નહીં ત્યા જાણીએ, માને પ્રેમ ત્યા મૂઢને અન્ધ સત્ય ૩
પરસ્પર ઘડાયેલ કાયદા, વધુવરના વિચારાચાર,
તેહ નષ્ટ થતા વિણશે અહો, એ તો ક્ષણિક પ્રેમ પ્રકાર સત્ય ૪
યુવાવસ્થામા નરનારીને, કામાસક્તિનુ બહુ જોર,
એહ કામનો ઉભરો જાણવો, જલપરપોટા સમ તોર સત્ય. ૫
જડ ઇન્દ્રિયોના ગુલામમા, સત્યપ્રેમ નહીં પ્રગટાય,
મનની પેલી પારે પ્રેમ જે, આત્મપ્રેમ તે સત્ય ગણાય સત્ય ૬
સત્યપ્રેમમા પ્રતિબદલો નહીં, લીધો દીધો એ પ્રેમ ન હોય,
કર્યો બાધ્યો એ પ્રેમ ન જાણવો, મન અનુસારે જે જોય. સત્ય. ૭
સાટે સાટાની જ્યા વાછના, મનમોજનુ સાધન માત્ર,
જ્યા સહેજે ન કર્તવ્યો થતા, ત્યા પ્રેમનુ કો નહીં પાત્ર સત્ય. ૮
બાહ્યધર્મ ભેદ ખેદ કલેશથી, દુ ખી વર્તે નરને નાર,
શુદ્ધ આત્મસ્વરૂપ ન ઓળખે, સત્ય પ્રેમ ન ત્યા નિર્ધાર સત્ય. ૯
જ્યા આતમ આતમ ઓળખે, સહેજે આતમ આતમ ન્હાય,
ઉચ્ચ નીચનો ભેદ ન સ્વપ્નમા, સહેજે થાતી પરસ્પર સ્હાય. સત્ય ૧૦
જડપૂજકમા નહીં પ્રેમ છે, પ્રેમી ચૈતન્યપૂજક થાય,
જડ વસ્તુ ભીખારીઓ બાપડા, પ્રેમનુ સત્યરૂપ ન પાય. સત્ય ૧૧

જડરાજ્યતણા ચક્રવર્તિઓ, સત્ય પ્રેમ વિના દુઃખ પાય;
આત્મરાજ્યના ભોગી જ્ઞાનીઓ, સત્યપ્રેમી બની સુખી થાય. સત્ય. ૧૨
પરમાર્થ કર્યામાં પ્રેમ છે, દેવગુરૂની ભક્તિમાં પ્રેમ;
આત્મવત્ સહુ એવું જાણીને, પ્રેમ કરવામાં છે રહેમ. સત્ય. ૧૩
પિંડ બ્રહ્માંડ ઐક્ય અનુભવે, આત્મવર્તનમાં છે પ્રેમ;
સત્ય વર્તનમાં મોહનાશથી, પ્રગટે છે પ્રેમનો નેમ. સત્ય. ૧૪
સત્ય પ્રેમને આતમ જ્ઞાનીઓ, પામે અંતર્ શુદ્ધિથી બેશ;
બુદ્ધિસાગર સદ્ગુરૂ પ્રેમીઓ, પામે નિત્યાનંદ હમેશ. સત્ય. ૧૫

---

( ૬૦ )

## ઘરમાં સ્વર્ગ.

**આવો આવો જશોદાના કંત. એ રાગ.**

કહે સદ્ગુરૂ ઉત્તમ શીખ, દિલ અવધારો રે;
નિજ ઘેર કુટુંબનો પ્રેમ, નિશ્ચય ધારો રે. કહે. ૧
પતિ પત્નીનું શુભ ઐક્ય, થાય ન ગર્વ રે;
સ્વાશ્રય સંપને ઉદ્યોગ, ઘર તે સ્વર્ગ રે. કહે. ૨
માત પિતાને વૃદ્ધનું માન, વિનયથી સેવા રે;
જેના ઘરમાં વિવેક ને પ્રેમ, વસે તિહાં દેવા રે. કહે. ૩
ન્હાનાં મોટાં વૃદ્ધ ને બાળ, હળીમળી ચાલે રે,
કરે સહુ જન નિજનિજ કાર્ય, સ્હાયને આલે રે. કહે. ૪
એવા ઘરમાં લક્ષ્મીનો વાસ, શક્તિનો વાસ રે;
ખમી જાય પરસ્પર ભૂલ, નહીં ઉદાસ રે. કહે. ૫
ઘર કુટુંબના પ્રતિપાલની, શીખ માને રે;
નહીં વ્યસન અને વ્યભિચાર, તે સુખ માણે રે. કહે. ૬
હાનિકારક રીત રીવાજ, જ્યાં નહીં એકે રે,
તેવા ઘરની ચડતી થાય, વર્તે ટેકે રે. કહે. ૭
કદિ ઘરમાં નહીં કંકાસ, સંતોષ સાચો રે;
શિક્ષણ નીતિ ને શુભ રીતિ, સ્નેહ ન કાચો રે, કહે. ૮

ઘરમા સ્ત્રી વર્ગનુ માન, બાળ સભાળ રે,
આવક અનુસારે ખર્ચ, સુખી નર નાર રે. કહે. ૯
પુટફાટ ન ઘરમા થાય, પ્રમાણિક સર્વે રે,
સત્તા લક્ષ્મીથી જન કોઇ, રહે નહીં ગર્વે રે કહે ૧૦
મહાવીર પ્રભુની ભક્તિ, ઘરમા સદાય રે,
થાય સાધુ સતની સેવ, મન નિર્માય રે કહે ૧૧
દેશ કુટુબ રાજ્ય સમાજ, સર્વ સુધારા રે,
જે ઘરમા સર્વે બેરા, શુદ્ધ આચારા રે, કહે ૧૨
નહીં ચોરીનુ ઘર નામ, વચનો મીઠા રે,
તેવા ઘર છે સ્વર્ગ સમાન, વિરલા દીઠા રે. કહે. ૧૩
અતિથિને આદરમાન, ગુરૂને માન રે,
નહીં સ્વાર્થની તાણાતાણ, ઘર છે વિમાન રે કહે. ૧૪
શુદ્ધપ્રેમ ભરેલા લોક, રહે ત્યા શાન્તિ રે,
બુદ્ધિસાગર લક્ષ્મી લહેર, આનદ કાન્તિ રે કહે ૧૫

---

( ૬૧ )

## શ્રી મહાવીર પ્રભુના સંક્ષેપમાં પાંચ વધાવા.

પહેલો વધાવો—શાવણ વરસે રે સુજની. એ રાગ

મહાવીર પ્રભુનો રે વધાવો, પહેલો સઘ સકળ મળી ગાવો,
ત્રીજે ભવેરે અરિહત, કર્મ નિકાચ્યુ તપ ગુણવંત મ૦ ૧
દશમા સ્વર્ગથી રે ચવિયા, ત્રિશલાના ઉદરે અવતરિયા,
ભારત દેશે રે સોહે, ક્ષત્રિકુડ સહુના મન મોહે મ૦ ૨
ચઉદ સ્વપ્નો રે દેખે, ત્રિશલા માતા હર્ષ વિશેષે,
સ્વપ્ના પતિને રે સુણાવે, પુત્ર હોશે એમ પતિ સમજાવે મ૦ ૩
જોષી સ્વપ્નોના ફલ ભાખે, તીર્થંકર વા ચક્રી થાશે,
ત્રિશલા આનન્દે ઉભરાણી, બુદ્ધિસાગર હર્ષે ભરાણી. મ૦ ૪

---

( ૬૨ )

## બીજો વધાવો મહાવીર જન્મ.

### શ્રાવણ વરસે રે સુજની. એ રાગ.

ભારત દેશે રે સ્વામી, મહાવીર જન્મ્યા ગુણ વિશ્રામી;
ત્રણ ભુવનના રે દેવા, ચઉસઠ ઇન્દ્રો સુર કરે સેવા. ભારત. ૧
અનુપમ લીલાએ ગાત્રે, ચૈત્ર સુદિ તેરસની રાત્રે;
સુરપતિ ઉત્સવ રે કરતા, મેરૂપર જિનવરને ધરતા. ભારત. ૨
સ્નાન કરાવે રે પ્રેમે, ભક્તિએ નિજ કલ્પને નેમે;
પગ અંગુઠે રે દબાવી, કંપાવી મેરૂ સમભાવી. ભારત. ૩
ઇન્દ્ર સંશયને ભાગ્યો, અનંત શક્તિ મહિમા જાગ્યો;
માતા પાસે રે લાવે, પ્રભુ ખમાવી સ્વર્ગે જાવે. ભારત. ૪
ઉત્સવ મહોત્સવ રે થાવે, વર્ધમાન પ્રભુ નામને ઠાવે;
અનુક્રમ મોટા રે થાવે, યૌવનવય યશોદા પરણાવે. ભારત. ૫
ભોગો ભોગવતાં અભોગી, જલ પંકજવત્ નિર્મલ યોગી;
બુદ્ધિસાગર રે દીક્ષા, લેવાની મનમાં થઇ ઇચ્છા. ભારત. ૬

---

( ૬૩ )

## દીક્ષા કલ્યાણક ત્રીજો વધાવો.

### માલણ ગુંથીલાવ ગુણીયલ ગજરો. એ રાગ.

થયા મહાવીર દેવ વૈરાગી, વિરતિ પરિણામે ત્યાગી;
શુદ્ધભાવના ઘટમાં જાગી. થયા. ૧
માગશર વદ દશમીએ દીક્ષા, દીધી મોહમાયાને શિક્ષા;
કરપાત્રે પ્રભુ લે ભીક્ષા. થયા. ૨
નિજ આતમમાં લયલીન, બાહ્ય ભાવમાં માની ન દીન;
શુદ્ધ ચિંતવતા રૂપ જિન. થયા. ૩
પરિષહ સહિયા દુઃખદાયી, પણ પ્રભુજી રહ્યા અકષાઈ;
ધર્મ શુક્લમાં લય લાવી. થયા. ૪
શુભાશુભી રહ્યું નહીં ચિત્ત, સત્ય સમતા યોગે પવિત્ર;
બુદ્ધિસાગર વીરચરિત્ર. થયા. ૫

---

( ૬૪ )

## ચોથો, કેવલ કલ્યાણક વધાવો.

ભવિ તમે વંદોરે સૂરીશ્વર ગચ્છરાયા. એ રાગ.

વૈશાખ સુદિ દશમી મહાવીરજીન, કેવલ જ્ઞાનને પામ્યા,
શુકલ ધ્યાને ઘાતિકર્મનો, નાશ કરી દુઃખ વામ્યા,
ભવિજન વંદોરે વીરજિનેશ્વર દેવા,
જગ પરમેશ્વર રે, સુર નરપશુ કરે સેવા ૧
સમવસરણ દેવે રચિયું શુભ, ત્યા મહાવીર વિરાજે,
જૈનધર્મની દેશના દેવે, મેઘપેરે ધ્વનિ ગાજે ભવિ. ૨
ચોત્રીશ અતિશયે છાજે અર્હન્, વાણી ગુણ પાત્રીશે,
દોષ અઢાર રહિત વીતરાગી, સત્યતત્ત્વ ઉપદેશે ભવિ ૩
સઘ ચતુર્વિધ તીર્થને સ્થાપ્યુ, ભારત દેશ ઉદ્ધરિયો,
ચોવીશમા તીર્થંકર છેલ્લા, અનત ગુણનો દરિયો ભવિ ૪
એકાદશ ગણધર નિજપાટે, ગૌતમ આદિ થાપ્યા,
બુદ્ધિસાગર મહાવીર પ્રભુજી, ત્રણ્ય ભુવનમા વ્યાપ્યા ભવિ. ૫

---

( ૬૫ )

## પાંચમો, નિર્વાણ કલ્યાણક વધાવો.

ભવિ તમે વદો રે ભગવતી સૂત્રની વાણી એ રાગ.

આસો અમાવાસ્યા રાત્રે, પ્રભુજી મુક્તિ સધાયા
દીપાળીનુ પર્વ ત્યાગથી, સુરપતિ કરે નરરાયા,
પ્રભુ વીર દેવા રે, દિલથી હો નહીં ન્યારા,
આતમરામી રે, નિશ્ચય છો મન પ્યારા. ૧
વીર વીર ચિતવતા ગૌતમ, કેવલ જ્ઞાનને પાયા,
વીર પ્રભુનો સવત પ્રગટયો, ઉત્સવ મહોત્સવ થાયા પ્રભુ ૨
જૈનધર્મ જગમા ફેલાવી, મહાવીર મુક્તિ સધાવ્યા,
ધન્ય ધન્ય વીર પ્રભુનુ જીવન, ભકતોના મન ભાવ્યા પ્રભુ. ૩

અતિ સંક્ષેપે પાંચ વધાવા, મહાવીર પ્રભુના ગાયા;
બુદ્ધિસાગર મહાવીર ગાતાં, જન્મ સફલ સમજાયા. પ્રભુ. ૪

---

( ૬૬ )

## હિતશિક્ષાની ગુંહલી.

**બેની પ્યારીરે મારી. એ રાગ.**

બેનો સુણજો રે પ્રેમે, ગુરૂની હિત શિખામણ નેમે;
સંપી ઘરમાં રે રહીએ, કોને કડવાં વેણ ન કહીએ. બેનો. ૧
ઘરનાં કામો રે કરીએ, અરિહંત અંતરમાં સ્મરીએ.
કજીઆ કંકાસો ન કરીએ, સાગરવત્ ગંભીર થઇ ફરીએ. બેનો. ૨
કરીએ ગુરૂજનનું માન, સત્પાત્રે દઈએ નિત્યદાન;
પાપવિચારોને ત્યજીએ, પતિવ્રતાના ગુણને સજીએ. બેનો. ૩
દેવગુરૂને રે યજીએ, મનવાણીથી મહાવીર ભજીએ.
ધરીએ ધર્મની નીતિ, આદરીએ મહાજનની રીતિ. બેનો. ૪
ત્યજીએ કુલટાની ચારી, તજીએ ફેશનની ફિશિયારી;
સંગત સારાની કરવી, દુર્જનની સંગત પરિહરવી. બેનો. ૫
મનમાં લઘુતા રે રાખો, પ્રાણ પડે પણ સાચું ભાખો;
રૂપે રંગેરે ન મ્હોશો, વ્યભિચારથી અંતે રોશો. બેનો. ૬
દુઃખ પડંતાંરે સહીએ, અંતે માન સકલનું લહીએ;
સહુના સારામાં ભાગ, ધરીએ મનમાંહિ ગુણરાગ. બેનો. ૭
ગુસ્સો પ્રકટયોરે સમાવો, દુષ્ટ વિચારો દૂર હઠાવો;
વદીએ મધુરી રે વાણી, વીરપ્રભુને મનમાં આણી. બેનો. ૮
કાચુંરકુચરરે ન ખાવું, કારણવણ પરઘેર ન જાવું;
કરીએ ગુરૂનીરે ભક્તિ, વ્રત ધરીએ જેવી મનશક્તિ. બેનો. ૯
કરણી પુણ્યની કીજે, સંતોની શુભ આશી લીજે;
બોલો તેવું રે પાળો, કરો ન નિજ આતમને કાળો. બેનો. ૧૦
રોગી દુઃખીની સહાય, કરીએ સેવા ધર્મ સદાય;
બાળક કેળવણીએ ભાવે, નિજ વર્તન બાળકમાં આવે. બેનો. ૧૧

વાણી વદીએ રે ન ખાલી, કદિ ન કરીએ ગાળાગાળી;
ખર્ચ નકામારે ન કરવા, દુ ખદાયી વ્યસનો પરિહરવા. બેનો. ૧૨
મનની ઉપર રે કાબુ, મૂકો મોટા થઇ જયમ આબુ,
નિર્મલ ગગાના જેવા, થઇએ આતમ સદ્‌ગુણ લેવા. બેનો. ૧૩
સાત્વિક પ્રેમીરે બનીએ, જૈનતત્ત્વને પ્રેમે ભણીએ,
બુદ્ધિસાગરરે ધર્મ, ધરીએ કરીએ સારા કર્મ બેનો ૧૪

---

( ૬૭ )

## જૈનોને ઉપદેશ.

ઓધવજી સદેશો કહેજો શ્યામને

પરમેશ્વર મહાવીર પ્રભુ જિનરાજજી,
જૈનોને ઉપદેશે સાચો ધર્મ જો,
બળ પ્રગટાવો સર્વ વિષયમા ભાવથી,
મન વચ કાયાથી કરજો શુભ કર્મ જો પરમેશ્વર. ૧

વિદ્યા બળ સત્તાની શક્તિયોવડે,
જગમા જૈનો જય કરનારા થાય જો,
નિર્બલ જૈનો જગમા જીવી નહીં શકે,
જીતે તે જગમાહી જૈન ગણાય જો. પરમેશ્વર ૨

મોજ મઝા વિષયોના દાસો જે બને,
જૈનોને આપે નહી બળની સહાય જો,
તેવા જૈનો જગમા જીવતા નહીં,
પક્કા જૈનોની ચડતી જગ થાય જો પરમેશ્વર. ૩

બાલલગ્નથી જૈનોની પડતી થતી,
વૃદ્ધ લગ્નથી જગમા થાય અધર્મ જો,
દુષ્ટ પાપીને કન્યા નહીં પરણાવવી,
પરણાવ્યાથી અનન્ત પાપના કર્મ જો પરમેશ્વર. ૪

જૈન મત્ર વણુ લગ્નાદિક કરવા નહીં,
સમકિત લીધા વણુ નહીં જૈન ગણાય જો,

મુજ ઉપદેશ્યા વ્યવહારે વર્ત્યાથકી,
જૈનો બળિયા નિશ્ચય જગમાં થાય જો. પરમેશ્વર. ૫

પ્રાણુ પડે પણુ જૈન ધર્મ છોડે નહીં,
અન્ય દેવની કરે નહીં મન આશ જો;
મારી શ્રદ્ધા પૂરણુ જેના મન વસી,
તેવા જૈનો બને ન ક્યારે દાસ જો. પરમેશ્વર. ૬

સર્વ જાતનું જ્ઞાન કરે બહુ ભાવથી,
બાળક બાલિકાને આપે જ્ઞાન જો;
મુજ ભક્તોમાં મુજને દેખે ભાવથી,
તેવા જૈનો પામે જગમાં માન જો. પરમેશ્વર. ૭

આચાર્યો સાધુને મુજ સરખા ગણે,
દેશકાલ પ્રગતિના જેહ ઉપાય જો;
આદરનારા જૈનોની ચડતી થતી,
જૈનો માટે જીવે કરતા સ્હાય જો. પરમેશ્વર. ૮

જૈનો માટે જૈનો જીવે જયકરા,
સર્વ સમર્પણુ કરનારા ગુણુ ધાર જો;
સંઘની સેવા મ્હારી સેવા જાણુવી,
જાણે તે મુજ જૈનો છે નિર્ધાર જો. પરમેશ્વર. ૯

મુજ શ્રદ્ધાળુ જૈનો શિવપદ પામતા,
મુજ ભક્તો જગમાં સુખિયા નરનાર જો;
શ્રદ્ધા શસ્ત્ર ધરંતા હારે નહીં કદિ,
કલિકાલ શક્તિને આદરનાર જો. પરમેશ્વર. ૧૦

મુજને ભજનારાઓ મુજ શરણે રહ્યા,
ચંડાલો પણુ મુજ પદને વરનાર જો;
બુદ્ધિસાગર વીર પ્રભુની વાણીએ,
જૈનો તારે ને નિશ્ચય તરનાર જો. પરમેશ્વર. ૧૧

( ૬૮ )

## સદ્ગુરૂનો શિષ્યને ઉપદેશ.

### ઓધવજી સંદેશો. એ રાગ.

શ્રી સદ્ગુરૂજી શિષ્યોને સમજાવતા,
ગુણ કર્મો શિષ્યોના ભાખે બેશજો
ગુરૂની આજ્ઞા માને તે શિષ્યો ખરા,
પ્રેમે ગુરૂની સેવા કરે હમેશ જો. શ્રી ૧

ગુરૂની ઇચ્છા જાણી તેને અનુસરે,
ગુરૂના કર્ત્તવ્યોમા લેતા ભાગ જો,
તનધન લક્ષ્મી પ્રાણ સમર્પણને કરી,
ગુરૂ પર ધારે દિન દિન અધિકો રાગ જો. શ્રી. ૨

વિનય કરે સત્કારે ગણે નહીં મણા,
ગુરૂ માટે ઇચ્છાનો આપે ભોગજો
ગુરૂથી છાનુ ગણે નહીં મનમા જરા,
ગુરૂ આજ્ઞાએ સાધે સર્વે યોગ જો શ્રી ૩

ગુરૂનુ દિલડુ છાયા થઈ પાસે રહે,
માન પૂજા નહીં ગુરૂથી ઇચ્છે ભિન્નજો,
સદ્ગુરૂમા નિજ નામ રૂપના પ્રેમને,
પૂર્ણ સમાવી થાતો ગુરૂમા લીન જો શ્રી ૪

છોકરવાદી સ્વચ્છંદી થઈ નહીં ફરે,
ઇચ્છે નહીં ગુરૂપ્રેમ કૃપા વણુ અન્ય જો
ગુરૂની કડવી શિક્ષાઓ અમૃત સમી,
માની નિત્યે ગુરૂથી રહે અનન્ય જો શ્રી. ૫

વ્હાલી ગુરૂની શ્રદ્ધા ભક્તિ લપુ લપે,
ગુરૂના કાજ કરીને મન હરખાય જો,
હનુમાનની પેઠે સેવક થઇ રહે,
ગુરૂનો મહિમા જ્યા ત્યા જગમા ગાય જો શ્રી ૬

પાખંડીના ભરમાવ્યાથી નહીં ભમે,

ગુરૂની આગળ ખોલે દિલનું સર્વ જો;
ગુરૂની છાની વાતો બીજે ના કહે;
ગૌરવ પામી કરે ન ક્યારે ગર્વ જો. શ્રી. ૭

ગુરૂ કહે તે સારા માટે માનતો,
બુદ્ધિ કરતાં શ્રદ્ધા બહુ ધરનાર જો;
ગુરૂને આનંદ આપે વિનયે વર્તીને,
ધન્ય ધન્ય એવા શિષ્યો નરનાર જો. શ્રી. ૮

નિષ્કામી થૈ ગુરૂકુળમાં વાસો વસે,
ગુર્વાધીન મનડું તેને છે ધન્ય જો;
એવા શિષ્યોને સિદ્ધિયો સાંપડે,
અમર બને મરજીવા થઇ કૃતપુણ્ય જો. શ્રી. ૯

દુઃખ કરોડો સહીને ગુરૂ પાસે રહે,
સદ્ગુરૂવરને કરે નહીં નારાજ જો;
ઘટની પેઠે દુઃખો સહી ઉત્તમ બને,
રાખે આતમ કુલવટ કીર્તિ લાજ જો. શ્રી. ૧૦

ગુરૂ સલાહો લઇને સહુ કાર્યો કરે,
ગુરૂદ્રોહીનો કરે નહીં વિશ્વાસ જો;
ગુરૂને ગમે નહીં તેમાં તે નહીં પડે,
વીરપ્રભુ પદ પૂજ્યાની મન આશ જો. શ્રી. ૧૧

ગુરૂ કૃપાએ સર્વ શક્તિયો પામીને,
કર્મ યોગીઓ જ્ઞાની શિષ્યો થાય જો;
શિષ્યપણું કીધા વણ ગુરૂ કો નહીં બને,
કુદરતનો જગમાં છે સાચો ન્યાય જો. શ્રી. ૧૨

શિષ્ય થવું કરણીએ તે નહીં સ્હેલ છે,
પાત્ર બનો પહેલાં જગમાં નરનાર જો;
બુદ્ધિસાગર સંસ્કારી સમજે ખરૂં,
ગુણકર્મોને પ્રેમથકી ધરનાર જો. શ્રી. ૧૩

---

( ૬૯ )

## સદ્દગુરૂનો પુત્રોને ઉપદેશ.

ઓધવજી સદેશો કહેજો શ્યામને. એ રાગ.

માત પિતાના પુત્રો સારા પાકજો,
કરશો કુટુંબ ઘરનો ઝટ ઉદ્ધાર જો,
માત પિતા ગુરૂજનને પાયે લાગજો,
મન વાણી કાયા કેળવજો સાર જો          માત ૧

બ્રહ્મચર્યને પાળો ગુરૂકુળમા વસી,
પચ્ચીસ વા વીશવર્ષની અવધિ ખાસ જો,
દેહવીર્યની રક્ષા વણુ નિર્બળ અને
શક્તિહીન રોગી બનશો જગદાસ જો          માત ૨

વિદ્યાકાલે બાલલગ્નને નહિ કરો,
સર્વ જાતના રોગોનુ જે ધામજો,
ધાર્મિક વ્યવહારિક કેળવણી ખતથી,
સારી પેઠે ગ્રહી બનો ગુણઠામ જો          માત ૩

સ્વચ્છદી ઉદ્ધત બનશો નહી બાયલા,
જન્મભૂમિનો ધરશો સાચો રાગ જો,
વિદ્યા લક્ષ્મી સત્તા મેળવશો સદા,
કરશો દુર્ગુણ કુટેવોનો ત્યાગ જો          માત ૪

વિદ્યા ગુરૂના વિનયે વિદ્યા શીખજો,
કસરતની કેળવણી લેજો ભવ્ય જો,
મનપર કાબુ મૂકી સયમ સેવશો,
કરશો કર્મો જગમા શુભ કર્તવ્ય જો          માત ૫

ફેશનની ફિશિયારીમા ફસશો નહી,
દેશ ધર્મના તજવા નહી આચાર જો,
માતપિતાની આજ્ઞાને ચૂકો નહી,
પોતાનો રાખો સારો વ્યવહારજો.          માત. ૬

સત્યને વળગી રહેજો સાચા ભાવથી,
પ્રાણ પડે પણ કરો નહીં વ્યભિચારજો;
વીર પ્રભુને દિલમાં રાખી સહુ કરો,
બૂરી આસક્તિ ત્યજવી નિર્ધારજો. માત. ૭

દારૂ પાન કરો નહીં બનીને છાકટા,
માંસ કેફી વસ્તુથી રહેજો દૂરજો,
જૈનધર્મને પ્રાણ પડે નહીં મૂકવો,
ભક્ત દાની ને થાજો જગમાં શૂરજો. માત. ૮

વિદ્યાર્થી જીવન એળે નહીં ગાળજો,
જ્ઞાની યોગી થાજો ગુરૂના દાસજો;
ભેદ ખેદ ઈર્ષ્યા ભીતિને પરિહરી,
ધરજો દેવગુરૂનો મન વિશ્વાસજો. માત. ૯

માતપિતાને સ્વાર્થલગી જે સેવતા,
સ્વાર્થી પુત્રો પશુ જીવન ધરનારજો;
માતપિતાના મનને જે નહીં દુઃખવે,
માનવપુત્રોના સારા અવતારજો. માત. ૧૦

માતપિતાના મનને જે નહીં દુઃખવે,
દુઃખ પડે પણ કદિ ન કરતા ત્યાગજો;
દેવપુત્ર તે સાચા જગમાં જાણવા,
માતપિતાપર પ્રભુ સમ ધરવો રાગજો. માત. ૧૧

દેશ કોમ ને નાત જાતની ઉન્નતિ,
કરતા પુત્રો ધર્મ ધરીને બેશજો;
માતપિતાની સ્હામું બોલે નહીં કદા,
કરે ન સ્વાર્થે માત પિતાથી કલેશજો. માત. ૧૨

આત્મ ગુણો પ્રકટાવો સાચા પ્રેમથી,
મરજીવા થૈ કરજો સારાં કર્મજો;
બુદ્ધિસાગર માતપિતા ઉપકારને,
યાદ કરીને ધરજો અંગે ધર્મજો, માત. ૧૩

( ૭૦ )

## જૈન લક્ષણ.

ચાલો સહિયરો મગળ ગાઇએ એ રાગ.

જૈન જગતમા જાણો તેને, દુષ્ટોને જે જીતે રે,
જૈનોમા જિનદેવ જુવેને, ચાલે કુલવટ રીતે રે   જૈન ૧
મન વાણી કાયાને સબલા, કેળવણીથી કરતો રે,
દુષ્ટ વાસનાઓને તાબે, કરી જગત મચરતો રે.   જૈન. ૨
દેશ કાલને જાણી વર્તે, જૈનધર્મ ફેલાવે રે,
વિદ્યા સત્તા લક્ષ્મી વૃદ્ધિ, કરતો નીતિ દાવે રે.   જૈન. ૩
જૈન વિચારો ને આચારો, પાળે શ્રદ્ધા પ્રેમે રે,
શિરને સાટે ધર્મ ન ચૂકે, દિલમા રહેતો રહેમે રે   જૈન. ૪
સર્વ કળાઓ યુક્તિ પ્રયુક્તિ, જાણી નહીં વચાતો રે,
શુભ કર્મોને કરવા માટે, ભયથી નહીં ખચાતો રે   જૈન ૫
મહાવીર પ્રભુને પૂરે પ્રેમે, ધર્મ ગુરૂ દિલ ધારે રે,
જૈનોમાહિ ભેદ ન ધારે, વ્યસનો દૂર નિવારે રે.   જૈન ૬
સઘ સકલની સેવા સારે, સાત ક્ષેત્રને પોષે રે,
કુટુબ રક્ષા વૃદ્ધિ કરતો, રહે ન ખાલી રોષે રે   જૈન ૭
દેશોદય સામાજિક હિતમા, આપે આતમ ભોગરે,
અન્યાયોને દૂર નિવારે, ધરતો સર્વે યોગરે   જૈન ૮
જૈનધર્મના તત્ત્વો જાણે, શ્રદ્ધા પૂરણ રાખેરે,
સ્વાધિકારે કર્મો કરતો, જૂઠા વેણ ન ભાખે રે   જૈન ૯
યથાશક્તિ લીધા વ્રત પાળે, મિથ્યા વ્હેમ નિવારેરે,
જૈનોને ખૂબ સ્હાય કરીને, ચડતીએ સભાળેરે   જૈન ૧૦
સંપ સાચવે જૈનો માહી, જૈનો માટે જીવેરે,
અભક્ષ્યનુ ભક્ષણ નહિ કરતો, દારૂને નહીં પીવેરે.   જૈન ૧૧
દેવગુરૂની સ્હે ન નિન્દા, ધર્મ્યકપાયો ધારેરે,
કહેણી જેવી રહેણી રાખે, નિજ કુળને અજવાળેરે   જૈન ૧૨
દાનશીયલ તપ ભાવને ધારે, આતમતત્ત્વ વિચારેરે,
જૈન ગુરૂકુળ ઠામો ઠામે, સઘળે ધર્મ વધારેરે   જૈન ૧૩

જંગમ સ્થાવર યાત્રા કરતો, સંઘ જમાડે ભાવેરે;
સ્પર્ધામાંહિ પડે ન પાછો, સર્વશક્તિ પ્રગટાવેરે. જૈન. ૧૪

મહાવીર મહાવીર જાપ જપંતો, કરતો નિશદિન કામોરે,
બુદ્ધિસાગર જૈનો એવા, પામે જય સુખ ઠામોરે. જૈન. ૧૫

---

( ૭૧ )

## પતિવ્રતાના ગુણોની ગુંહલી.

### સનેહી સંત એ ગિરિ સેવો. એ રાગ.

શ્રાવિકા શુભ લક્ષણવંતી, પત્નીવ્રત પાળે ગુણવંતી.
જગમાં સોહે જયવંતી, પતિવ્રતા નારીની બલિહારી;
જડ શોભા નહીં કરનારી .... .... .... પતિ. ૧
શીલનાં કંકણ ધરનારી, પ્રેમહાર હૃદય ધરનારી;
સેવા ઝાંઝર પગમાંહિ ધારી.... .... .... .... પતિ. ૨
પતિભક્તિની મોહનમાળા, સંયમ કટિભૂષણ પ્યારાં;
દયા વેઢ વીંટી છે રૂપાળાં .... .... .... પતિ. ૩
રૂડા હસ્ત શોભે દાતાર, કરે હાથે ઘણા ઉપકાર;
વાણી મીઠી અમૃતસાર .... .... .... પતિ. ૪
સાડી સમતાતણી અંગ સોહે, દેખી સજ્જનનાં મન મોહે;
ચિત્ત રાખે ન કયારે દ્રોહે .... .... .... પતિ. ૫
ગુણરાગનો કાંટો નાકે, ઋદ્ધિગૌરવથી નહીં છાકે;
શુભ કર્મો કરે નહિ થાકે.... .... .... .... પતિ. ૬
સત્ય સમ્યક્ત્વની ધરી ચોળી, પીતી અનુભવ રસને ઘોળી;
મોહે મુંઝે નહીં બની ભોળી.... .... .... પતિ. ૭
શુદ્ધ ચારિત્ર [illegible] રહે, વેણી વિવેકની શિર વાળે;
એક પતિવ્રત ચૂડો ભાળે.... .... .... પતિ. ૮
સત્ય શ્રવણનાં કુંડલ [illegible], જૂઠું સમજી પડે ન તોફાને,
સત્ય સમજે સદા જે સાને.... .... .... પતિ. ૯

વીર જાપના તંબોલ ચાવે, ન્યાયવૃત્તિના ભોજન ખાવે,
સમભાવે ઘરને ચલાવે . . .. . પતિ. १०
રૂપરંગથકી ન મુઝાતી, બ્રહ્મચર્યથી શોભે છાતી,
ધારે દિલમા ન કપટની કાતી . પતિ ११
પેટમાં સહુ સાગર માય, આંખમા શશિ સૂર્ય સુહાય,
તેના પેટે પ્રભુ જન્માય પતિ १२
મહીપેઠે ક્ષમા ગુણ ધારે, જ્ઞાન અગ્નિ હૃદયે પ્રજાળે,
સમતા જલ ચિત્ત પખાળે . . પતિ १३
વાયુ પેઠે સદા છે પવિત્ર, મોટી આકાશ પેઠે નિત્ય,
જેહુ ચદ્રની પેઠે શાન્ત . . પતિ १४
નિષ્કામપણે સચરતી, સહુ કર્તવ્ય કર્મ કરતી,
સહુ વિશ્વને તારી તરતી પતિ. १५
જેનો જૈન ધર્મ છે પ્રાણ, આત્મરૂપ વીર ભગવાન,
જેણીનુ મન ભક્ત પ્રમાણ .. .. . પતિ १६
એવી શ્રાવિકા સદ્‌ગુરૂ પાસે, આવે ભક્તિભાવ ઉલ્લાસે,
કરી વદન આત્મ પ્રકાશે . . પતિ १७
આતમપતિ જ્યોતિએ જોતી, રાગ દ્વેષના પંકને ધોતી,
બોલ બોલે ખરે ગુણ મોતી . પતિ १८
એવી માતાઓ દેવીઓ સારી, પ્રગટો જગમા સુખકારી,
બુદ્ધિસાગર જગ હિતકારી . .. ... પતિ. १९

---

( ७२ )

## પ્રભુ મહાવીરનો ગૃહવાસમાં યશોદાને ઉપદેશ.

શ્રી સ્થૂલિભદ્ર મુનિવરમા શિરદાર જો એ રાગ.

પત્ની ગુણવતી દેવી યશોદા નારજો,
હિતશિક્ષા સાભળજો ધરી મન પ્યાર જો,
જલપકજવત્ ભોગોમા રહેવું ઘટે જો १
કાયાના લગ્નો છે કર્માધીન જો,

આત્માનાં લગ્નો છે ધર્માધીન જો;
આત્મિક રસ વણ દેહ લગ્ન સુખ નહિ દિયે જો. ૨
આતમ આતમને વ્હાવો બહુ માન જો;
દેહરૂપમાં મોહ ન સાચું જ્ઞાન જો.
આત્મસ્વરૂપે પતિ પત્ની દર્શન ભલાં જો. ૩
સાકર મધુતા સાકરથી નહીં ભિન્નજો,
પતિપત્ની સાત્વિક ઐક્યે લયલીન જો;
અલૌકિક સેવા ભક્તિ મેળા ભલા જો; ૪
આત્મ આત્મનો થાય પરસ્પર મેળજો,
સ્વાર્થ વૃત્તિનો સ્વપ્નામાં નહીં ભેળજો;
કાયા છાયા પેઠે સાથી સર્વદા જો. ૫
જરા ન જૂદું જલથી મીન સુહાય જો,
આત્મરંગમાં જડનો મોહ વિલાય જો;
આત્મિકભાવે વિશ્વ ઐક્ય અનુભવો સદા જો. ૬
કર્મયોગિની નારીનો અવતાર જો,
મહાસતી ઉપકારિણી જયકાર જો;
આત્મદૃષ્ટિથી વહેશો ઘરનાં સૂત્રને જો. ૭
દેહ ચિત્તથી ન્યારો આતમરામ જો,
અનુભવી રહેજો તેમાં સુખ ધામ જો;
સર્વ તમારા અધિકારોને આદરો જો. ૮
જૈનધર્મનો કરવો વિશ્વોદ્ધાર જો,
જેથી વિશ્વોદ્ધાર બને સુખવાસ જો;
તીર્થંકર અવતારી પ્રભુ સંગી રહે જો. ૯
પત્નીના ગુણ કર્મો પાળ્યાં સર્વ જો,
કદિ ન કરતાં બાહ્ય વસ્તુનો ગર્વ જો;
ધન્ય તમારા સામ્યયોગને મહાસતી જો. ૧૦
મારી પાછળ આવો મુક્તિ પંથ જો,
રાગદ્વેષની છોડી નાખી ગ્રંથિ જો;
બુદ્ધિસાગર વીરવચનને ધન્ય છે જો. ૧૧

---

( ૭૩ )

## શ્રી નંદિવર્ધન બંધુનો દીક્ષા વખતનો વીરપ્રભુને સંબોધ.

સનેહીસત એ ગિરી સેવો. એ રાગ.

પ્રભુ મહાવીર બધુ હમારા, મારા આત્મથકી પણ પ્યારા,
ધરી સયમ રહો સુખકારા, પ્રભુ. ૧
ધરી ધ્યાન આતમ લયલાવી, શુક્લ ભાવે કેવલ પ્રગટાવી,
પ્રભુ લેજો મુક્તિ મનાવી પ્રભુ ૨
પ્રભુ તુમવણુ લેશ ન ગમશે, ચઉદિશમા ચિત્તડુ ભમશે,
કોની સાથે આતમ મુજ રમશે પ્રભુ ૩
ઘર સ્મશાન જેવુજ લાગે, ચિત્ત ચોરીગયા પ્રભુરાગે,
તમે વળીયાછો વૈરાગ્યે પ્રભુ. ૪
મારૂં હૈડું ચરચર ચીરાતુ, દુ ખ વિયોગનુ ન સહાતું;
મ્હને જીવ્યુ હવે ન જીવાતુ. પ્રભુ ૫
તુમ સંગે પ્રભુ જ્ઞાન પામ્યો, સમકિત શ્રદ્ધાએ જામ્યો,
મ્હને હતો તમ વિશ્રામો પ્રભુ. ૬
તુમ સગત વણુ સહુ ખારૂ, જડમા કોઇ લાગે ન પ્યારૂ,
આવ્યુ ઉદયમા કર્મ નઠારૂ. પ્રભુ. ૭
તુમ વચનામૃત ખૂબ પીધુ, તેથી કાર્ય ખરે મુજ સિધ્યુ,
હવે દૂરપણું કેમ કીધુ પ્રભુ ૮
વિશ્વોદ્ધારને માટે ત્યાગી, થયા અ તરથી વૈરાગી;
તમને આતમમા લય લાગી પ્રભુ ૯
વીર !!! વીર !!! ઓ વ્હાલા બધુ, જગ પાલક કરૂણાસિધુ
આવુ ઠાજ અરે કેમ કીધુ પ્રભુ ૧૦
નદિવર્ધન તમારો ભાઇ, સાચવશો પ્રેમે સગાઇ;
સભારશો યાદી લાઇ પ્રભુ ૧૧
થઇ કેવલી અહીં સચરશો, ઉપકૃત તવ બંધુને કરશો,
તમને કોઇ વિઘ્ન ન નડશો પ્રભુ. ૧૨
મહાવીર પ્રભુ વર્ધમાન, હુતો ગાઇશ તુમ ગુણ ગાન;
મહાવીર પ્રભુ ભગવાન. પ્રભુ. ૧૩

છેલ્લા તીર્થંકર મહાવીર, સર્વ દેવોતણા પતિ ધીર;
ગુણસાગર છો ગંભીર. પ્રભુ. ૧૪

બની સર્વજ્ઞ આવશો ઘેરે, પરમાનન્દ પદની લ્હેરે;
પૂર્ણાનન્દ સુખના ચ્હેરે. પ્રભુ. ૧૫

વીરવળીયા વનની વાટે, નંદિવર્ધન ઘરની વાટે;
જ્ઞાન મળતું જ્ઞાનિના હાટે. પ્રભુ. ૧૬

વીરકાઉસગ્ગ ધ્યાને રહંતા, નંદિવર્ધન યાદ કરંતા;
બુદ્ધિસાગર વીર મળંતા. પ્રભુ. ૧૭

---

( ૭૪ )

## પત્ની યશોદાની પ્રભુ મહાવીર પ્રતિ વિજ્ઞપ્તિ.

### ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાગ.

ધન્ય ધન્ય મહાવીર પ્રભુ પરમેશ્વરા,
વિશ્વવ્યાપી મહિમા તવ અપરંપાર જો;
આત્મસ્વરૂપી જૈનધર્મ શિખવ્યો ભલો,
શુદ્ધ પ્રેમના ઉપદેશક જયકાર જો. ધન્ય. ૧

પરમાતમ તીર્થંકર જગ ઉદ્ધારવા,
નિશ્ચય છેલ્લો ચોવીશમો અવતાર જો;
મારા મનમાં શુદ્ધાતમ તું એક છે,
જગજીવન અન્તર્યામી આધાર જો. ધન્ય. ૨

ગૃહાવાસમાં પરમાદર્શ પ્રભુ સદા,
કીધો મારા આતમનો ઉદ્ધાર જો;
મનવાણી કાયાથી તુજ પ્રેમી બની,
ભવોભવમાંહિ પતિ પ્રભુ નિર્ધાર જો. ધન્ય. ૩

અનેક હિંસાયજ્ઞો થાતા વારતા,
ઉત્તમ ચારિત્રી કીધાં નર નાર જો;
દયા તત્ત્વને ભારતમાં ફેલાવવા,
ઉપદેશો દીધા ત્હેં જગમાં સાર જો. ધન્ય. ૪

દીક્ષા લેઇને આતમ ગુણ પ્રકટાવવા,
દેહાધ્યાસ તજ્યો અતર અભિમાન જો,
કેવલજ્ઞાની થઇને જગમા વિચરો,
સુરનર સેવા કરે અતિશય માન જો ધન્ય ૫
મારી વિજ્ઞપ્તિ પરમાતમ સાભળો,
કૃપા કરીને તારો મુજને નાથ જો,
દ્રવ્યભાવથી પતિ પ્રભુ છો માહ્યરા,
હેતે તારો ઝાલીને મુજ હાથ જો. ધન્ય ૬
પત્નીને પતિવણુ નહીં બીજો આશરો,
પ્રભુ તમારી સેવા ભક્તિ ધ્યાન જો,
વીર વીરમય તુજ પ્રેમે સહુ જગ બન્યુ
શુદ્ધ પ્રેમમા ભાસે તુ ભગવાન્ જો ધન્ય ૭
દેહ પતિ તો અનત ભવમા થઇ ગયા,
આત્મપતિ શ્રી વીર વિભુ જગ એકજો,
મારા રોમે રોમે તું વ્યાપક બન્યો,
તુજને ભજવા જપવાની છે ટેક જો ધન્ય. ૮
દુનિયા માહિ તુજસમ કોઇ પ્રભુ નહીં,
કોટિ માનવ તાર્યા દઇ ઉપદેશ જો,
સ્વર્ગસમુ આ ભારતને ગુણથી કર્યું,
મનવાણી કાયાના ટાળ્યા કલેશ જો ધન્ય ૯
ભવ મુક્તિમા સમભાવે મનડુ થયુ,
પ્રેમે પરિણામી તુજમા ગુણધામ જો,
તુમવણ પ્રેમ ન કોઈ વાતે ઉપજે,
સ્વાર્પણ તુજને કરી બની સુખ ઠામ જો ધન્ય ૧૦
મુજ સ્વરૂપી ભાસ્યો તુ શુદ્ધાતમા,
તુ તુ કરતા થઇ તમારુ રૂપ જો,
બુદ્ધિસાગર સતી યશોદા વીનતિ,
કરતા ભક્તિથી થઇ એક સ્વરૂપ જો ધન્ય. ૧૧

---

( ૭૫ )

## પ્રભુ મહાવીરનો ચંડકૌશિક સર્પને ઉપદેશ.

### વૈદર્ભી વનમાં વળવલે. એ રાગ.

બુજ !!! બુજ ! ચંડ કોશિયા, વીરપ્રભુજી દે બોધ;
ક્રોધે થયો ચંડકોશિયો, હવે ત્યાગી દે ક્રોધ. બુજ. ૧
કોટિ વર્ષ તપ જે કર્યું, થાય ક્રોધે તે ફોક;
મુજને ડસે શા કારણે, ક્રોધ પ્રગટયો રે રોક. બુજ. ૨
ક્રોધ સમું વિષ કો નહીં, ક્રોધે કર્મના બન્ધ;
અવતાર ઝેરીના સાંપડે, ક્રોધી દેખતો અન્ધ. બુજ. ૩
મન વાણી કાયામાં ઝેરની, ક્રોધે પ્રકટેરે જ્વાલ;
મિત્રોને શત્રુ કરે, કર !!! કૌશિયા ખ્યાલ. બુજ. ૪
પૂર્વભવે તું મુનિ હતો, સાધુ ગણ શિરદાર;
કોપ કરી મરી દુર્ગતિ, પામ્યો અહિં અવતાર. બુજ. ૫
ઝેર અસર કરે નહીં મને, જોને પ્રત્યક્ષ દેહ,
કરૂણા આવે તુજ ઉપરે, ધર સમતાને સ્નેહ. બુજ. ૬
કૃષ્ણ શરીર કર્મે થયું, તું તો દેહથી ભિન્ન;
દેહાધ્યાસને ત્યાગીને, થા તું આતમ લીન. બુજ. ૭
કર્મવશે સહુ જીવડા, લાખ ચોરાશીમાંહિ;
ભટકે દુઃખડાં પામતા, સુખ પામે ન કયાંહિ. બુજ. ૮
કર્મ વધાર ન ઃકોશિયા, લાવ સમતા ભાવ;
સમતાએ કર્મ ટળે ઘણાં, હજી હાથમાં દાવ. બુજ. ૯
મુજ સમ આતમ તાહરો, ફક્ત કર્મે છે ભેદ;
આત્મોપયોગી થયા થકી, રહે ભવના ન ખેદ. બુજ. ૧૦
મન વાણી કાયાથકી, પાપ કર્મને રોધ;
શરીર વિણસે તોય તું, નિજ આતમ શોધ. બુજ. ૧૧
મહાવીર વચને બુઝીયો, ચંડ કોશિયો નાગ;
વીર શરણ અંગીકર્યું, છંડયો દેહનો રાગ—
વીર વચનથી બુઝીયો. ૧૨

અપુસણુ કીધુ વીરની, સાખે સમતાએ બેશ,
ઉપસર્ગો સહ્યા આવિયા, ટાળ્યા મનના કલેશ. વીર ૧૩
વીર સમક્ષ નિર્જતમા, ભાવી ભાવના બેશ,
મૃત્યુ પામી થયો દેવતા, સુખ પામ્યો હમેશ વીર ૧૪
દેવલોકથી આવિયો, પ્રભુ વદવા કાજ,
પ્રભુ ભક્તિ કરી દેવ તે, પામ્યો સુખ સામ્રાજ્ય. વીર. ૧૫
ધન્ય ધન્ય મહાવીરને, ધન્ય કોશિયો નાગ,
બુદ્ધિસાગર બોધથી, સાચો પ્રકટે છે ત્યાગ વીર. ૧૬

---

( ૭૬ )

## પ્રભુ મહાવીરનાં યશોદાદેવી સાથે લગ્ન.

બેની રવિસાગર ગુરૂ વદીએ એ રાગ

પરણ્યે જગજીવન વીર જીન, દેવી યશોદા સાથે લગન,
જોડી બેની ન જોતા જગજડે, દેખી વિશ્વ બન્યું છે મગન પરણ્યે ૧
બેની કાયા સુવર્ણ જેવી શોભતી, પ્રભુપત્નીના ચિત્ત છે એક;
ગુણકર્મે બન્નેના સારીખા, પ્રગટયો બન્નેમા વિવેક પરણ્યે. ૨
ત્રણ જ્ઞાની મહાવીર જગપતિ, ભોગાવલિ કર્મના યોગ,
ગૃહાશ્રમને માટે વિવેકથી, છૂટે પ્રારબ્ધના નહીં ભોગ પરણ્યે ૩
બન્ને પક્ષમા ગોરીઓ ગાવતી, પ્રભુ મહાવીરના કરે ગાન,
સતી યશોદા મનના હરખતી, મળ્યા પુણ્ય યોગે ભગવાન્. પરણ્યે. ૪
કાયલગ્ન ને આતમ લગ્નના, ચોરીમાહિ મત્ર ભણાય,
ભાનુ કોટિ તેજે પ્રભુ ઝળહળે, ગાય વેદો જેનો મહિમાય પરણ્યે. ૫
દેવદેવીઓ લગ્નમા આવીયા, આવ્યા નવગ્રહો દિક્પાલ;
વરવધુના લેતા રૂઠણા, ગાવે પ્રેમથી મગલમાલ પરણ્યે ૬
દેવતાઇ વાજાં નભ ગડગડે, વાગે છત્રીસ જાતના વાદ્ય,
આવ્યા નરપતિ ભારત ગર્જવી, પ્રગટયા બહુ મગલ નાદ. પરણ્યે. ૭
હસ્તમેલાપ બન્નેના થયા, પ્રગટયા આનન્દ કલ્લોલ,
થયા અનેક જાતિના ભેટણા, જેના જગમા વાતા ન તોલ. પરણ્યે. ૮

લોકોત્તર અનુત્તર સોહે દંપતી, પૂર્ણ વિશુદ્ધ બન્નેનો પ્રેમ;
યોગ્ય વયે લગન થયાં ધર્મીનાં, જેના મનમાં અનંતી રહેમ. પરણે. ૯
દાન યાચક લોકને આપિયાં, બન્ને પક્ષમાં જમણો થાય;
મળે બન્ને આતમ હર્ષથી, બન્ને અન્તર્ આત્મા સુહાય. પરણે. ૧૦
જ્ઞાનદર્શન ચારિત્રમય પ્રભુ, યશોદા ગુણ ઝલકે જ્યોત;
થયા આતમ તન્મય યોગથી, થયો વિશ્વમાં સઘળે ઉદ્યોત. પરણે. ૧૧
વીરમાંહિ યશોદા સમાઇને, યશોદા દિલમાં વીરદેવ;
પરણ્યો અવતારી જગધણી, જેની સારે સુરપતિસેવ. પરણે. ૧૨
પ્રભુ વીરસમો નહીં કો પતિ, પત્ની યશોદા જેવી ન નાર;
બુદ્ધિસાગર દ્રવ્યને ભાવથી, ધન્ય દંપતીના અવતાર. પરણે. ૧૩

---

( ૭૭ )

## પ્રભુ મહાવીરે માતા પિતાને આપેલો ઉપદેશ.

### આવો આવો યશોદાના કંત. એ રાગ.

સુણો પિતા સિદ્ધાર્થ નરિંદ, ત્રિશલા માતારે;
જૂઠી માયાની જંજાળ, મળે નહીં શાતારે. સુણો. ૧
સંસારે સાર છે ધર્મ, આતમ રાયારે;
ચંચળ પુદ્ગલની બાજી, રહે નહીં કાયારે. સુણો. ૨
જૈન ધર્મને સાધો નિત્ય, દ્રવ્યને ભાવે રે.
જેથી નાસે અનંતાં કર્મ, મુક્તતા થાવે રે. સુણો. ૩
તમે સદ્ગુણીને દાતાર, શીયલવંતાં રે;
ચેતન પૂજક નિર્લોભ, સત્ય વદંતાં રે. સુણો. ૪
ધર્યાં શ્રાવકનાં વ્રત બાર, જગ ઉપકારી રે;
ધરો શુદ્ધાતમ ઉપયોગ, વૈરાગ્ય ધારી રે. સુણો. ૫
સાધુસંતની કીધી સેવ, દીધાં દાનો રે;
અરિહંતનાં પૂજક બેશ, ખપ ન કશાનોરે. સુણો. ૬
અરિહંત જિનેશ્વર દેવ, જાપને જપવો રે;
કરવાં કામો નિષ્કામ, ભાવને ગ્રહવો રે. સુણો. ૭

તુમ પાછળ સંયમ લેઇ, વિશ્વોદ્ધાર રે,
કરવાને તીર્થ પ્રકાશ-છે અવતાર રે સુણો. ૮
તમે જીવોછો ત્યા સુધી, દીક્ષા ન લેઉ રે,
પછી ચારિત્ર લેઈ ધર્મ, ઉપદેશ દેશુ રે સુણો. ૯
વસ પેઠે દેહ છે એહ, સાથે ન આવે રે,
જીવો માયામા ભરાઇ, દુ ખડા પાવે રે સુણો ૧૦
કાયા મનથી આતમ ભિન્ન, ચિદાનન્દ ધામો રે,
શુદ્ધ ગુણ પર્યાયાધાર, આતમરામો રે સુણો ૧૧
રાખો આતમમાહિ દૃષ્ટિ, ધર્મ સ્વભાવે રે,
પુણ્ય પાપથી ભિન્ન છે આત્મ, નિત્ય સુહાવે રે. સુણો ૧૨
મહાવીર પ્રભુના વેણુ, સુણી હરખાયા રે;
સિદ્ધાર્થને ત્રિશલામાત, ભાવના ભાવ્યા રે સુણો ૧૩
આતમમાહિ જૈનધર્મ, ગુણપર્યાયે રે,
નિશ્ચયથી વાળી દૃષ્ટિ, ઉપયોગ ભાવે રે સુણો ૧૪
મહાવીર પ્રભુ ભગવાન, નિશ્ચય જાણ્યા રે,
બુદ્ધિસાગર નય વ્યવહાર, યોગે પ્રમાણ્યા રે સુણો ૧૫

---

(૭૮)

## પ્રભુ મહાવીરનો ગૃહવાસ.

આવો આવો યશોદાના કંત. એ રાગ.

મહાવીર ગૃહસ્થાવાસ, ગુણથી ભરેલો રે,
ત્રણ્યજ્ઞાની આતમરાય, સમતા ઠરેલો રે મહાવીર ૧
દયા દાન સહનતા શીલ, વૈરાગ્ય પૂરો રે,
જેનો નિશ્ચય પૂરણ ત્યાગ, તપ ગુણ શૂરો રે મહાવીર ૨
માત પિતાનો વિનય અપાર, હર્ષ અપાર રે,
લાઈ સાથે જ્ઞાનની ગોષ્ઠી, શુભ આચાર રે. મહાવીર ૩
દુ ખી યાચકજનને દાન, નિત્ય અપાતુ રે,
જેની શુભ વાતોમા સ્વર્ગ, રૂડુ સુહાતુ રે. મહાવીર. ૪

કુટુંબમાં સંપને સુખ, મૈત્રી ભાવ રે;
દાન શીયલ તપને ભાવ, સમતા દાવ રે. મહાવીર. ૫
બન્યું કુટુંબ સ્વર્ગ સમાન, દુઃખ ન કલેશ રે;
વિદ્યા સત્તાને ધનમાન, રૂડા વેષ રે. મહાવીર. ૬
સેવે ભારત રાજા પુત્ર, વીર પ્રભુને રે;
નહીં દુર્ગુણ દુષ્ટ કષાય, વીર વિભુને રે. મહાવીર. ૭
ઉત્તમ વૈરાગ્યને પ્રેમ, શક્તિ અનંતી રે;
શશી સૂરજ કરતા આરતી, ગુણવંતી રે. મહાવીર. ૮
કરે માત પિતાની સેવ, નિષ્કામ યોગી રે;
બાહ્યથી ભોગવતા ભોગ, પણ નહીં ભોગી રે. મહાવીર. ૯
ટાળે હિંસા યજ્ઞો ખૂબ, ભારત થાતા રે;
ઇન્દ્રાદિક મહાવીર દેવ-ના ગુણ ગાતા રે. મહાવીર. ૧૦
પાસે આવેલા ભવ્યલોકને, શીખ આપે રે;
રોગીના ટાળે રોગ, દુઃખને કાપે રે. મહાવીર. ૧૧
કરે મિત્રોને ગુણધામ, પૂરા ન્યાયી રે;
નિજ ભક્તોના ભગવાન્, પૂર્ણ સહાયી રે. મહાવીર. ૧૨
જૈનધર્મનો પૂર્ણ પ્રકાશ, વિશ્વમાં કરવા રે;
અજ્ઞાનને મોહવિકાર, દુઃખડાં હરવા રે. મહાવીર. ૧૩
પ્રગટયો પૂરણ અવતાર, વીરનો સાચો રે;
ગૃહાવાસ બન્યો ગુણકાર, પ્રભુ ગુણ રાચો રે. મહાવીર ૧૪
જલપંકજ પેઠે ભોગ-માં, વીર યોગી રે;
બુદ્ધિસાગર શ્રી મહાવીર, ભાવ સંયોગી રે. મહાવીર. ૧૫

---

( ૭૯ )

## સાધુ દીક્ષાની ગુંહલી.

### અલી સાહેલી. એ રાગ.

ઓ મુનિવરજી સંજમ દીક્ષા લઇને શિવપુર મ્હાલ જો,
સિંહ કેશરીયા થઈને મોહ વિદારી આતમ તાર જો;
ગુરૂઆણામાં રહી સંચરજો, ચંચળ મનડું વશમાં કર જો,

સમતા રાખી દુખડા હરજો ઓ મુનિવરજી ૧
વિષયો સહુ ઝેરસમા ગણજો, પ્રકટતો કામ અરિ હણજો,
ગુરૂ વિનયે આગમ સૌ ભણજો ઓ મુનિવરજી. ૨
સંજમ છે જગમા સુખકારી, ધરી પંચમહાવ્રત ગુણકારી,
તજી દુખકારી દુનિયાદારી ઓ મુનિવરજી. ૩
ઉપસર્ગ પરિષહ સહુ સહેજો,આતમ ગુણમા રમતા રહેજો;
જ્ઞાની થઇ સિદ્ધાતો કહેજો ઓ મુનિવરજી ૪
ઉપકારી થૈ કૂળ અજવાળી, આતમ ગુણમા મનડુંવાળી,
પ્રખ્યાત થજો જગ ગુણશાળી ઓ મુનિવરજી ૫
ગુરૂધર્મ દીપાવો વૈરાગી, મહાવીર પ્રભુ પેઠે ત્યાગી,
બનો ગૌતમ પેઠે સોભાગી ઓ મુનિવરજી. ૬
તમે દેશ નગરકૂળ અજવાળ્યુ, ગણીને સંજમ મનમા વહાલુ,
તમે બનજો ભવસાગર તારૂ ઓ મુનિવરજી ૭
જીનશાસનની સેવા કરજો, બહુ ભવ્ય જીવોને ઉદ્ધરજો,
ભવસાગરને વેગે તરજો ઓ મુનિવરજી ૮
સહુ સંઘ કહે ઉત્તમ થાજો, પગલે પગલે મંગલ પાજો,
ગભીર થઇ ધરજો ગુણ માઝો ઓ મુનિવરજી ૯
ગુરૂ આર્શીવાદો શુભ ફલજો, દિન દિન સાગી વેળા વળજો,
સત્સગી મેળા બહુ મળજો ઓ મુનિવરજી ૧૦
ગુરૂકુળવાસી થઈ શુભ આશી, ગુરૂની લેજો થઈ વિશ્વાસી,
બુદ્ધિસાગર ગુરૂપદવાસી ઓ મુનિવરજી ૧૧

---

## ( ८० )

## મહાવીર પ્રભુનો આશ્રય.

મન મદિરે આવોરે, કહુ એક વાતલડી. એ રાગ

મન મંદિરે વસિયારે, મહાવીર જયકારી
વર્ધમાન જિનેશ્વરરે, સદા મુજ ઉપકારી મન. ૧
સર્વદર્શન શોધ્યારે, ભમ્યો જન બહુ ઠામે,
મહાવીર મળતારે, ઠરી બેઠો ઠામે. મન. ૨

દેવદેવીઓ દીઠાંરે, નહીં કોઈ વીર તોલે;
મનમસ્ત બન્યોછુંરે, પ્રભુ અમૃત બોલે. મન. ૩

દુનિયાની ન પરવારે, નથી વપુની મમતા;
મહાવીરના શરણે રે, હૃદય પ્રગટી સમતા. મન. ૪

મ્હારા મનમાં તનમાંરે, મહાવીર જિનભરિયા;
બાહ્ય આન્તર જ્યોતેરે, મહાવીર છો દરિયા. મન. ૫

જગજીવન સ્વામીરે, મળ્યા એક વિશ્રામી;
ઇચ્છું પ્રીચ્છું ન બીજુંરે, અનંતા છો નામી. મન. ૬

હાથ ઝાલ્યો તમારોરે, વર્યા મેં નિર્ધારી;
તવધર્મ સ્વીકાર્યોરે, નિશ્ચય નિર્ધારી. મન. ૭

ધાતોધાત રંગાણીરે, મહાવીર તુજપ્રેમે;
દેહભાન ન રહેતુંરે, રહયો એક તુજ નેમે. મન. ૮

નહીં પુદ્દગલ ઇચ્છારે, હૃદય મુજ તું વસિયો;
પૂર્ણ શુદ્ધોપયોગીરે, કે નિરખી ઉલ્લસિયો. મન. ૯

હવે રહિયો ન ભેદરે, અભેદે રહ્યો પ્રેમે;
ભવમુક્તિમાં સમતારે, સદા આતમ ક્ષેમે. મન. ૧૦

તમવણ નહીં બીજુંરે, દષ્ટિથી દેખાતું;
પરબ્રહ્મ પરાતમરે, પ્રભુરૂપ પરખાતું. મન. ૧૧

હવે ઉઘાડું બોલુંરે, રહ્યું નહીં કો છાનું;
[illegible]ી પરખ્યારે, પડયું તુજથી પાનું. મન. ૧૨

પૂર્ણ પ્રેમ[illegible]ંરે, રહ્યો તુજ ગુણ ગાતો;
વીરવીર જ[illegible]ું રે, સગો તુજથી નાતો. મન. ૧૩

માગવાનું ન રે[illegible] નથી તુજમાં ભળતાં;
મન દેહના ફેરા[illegible] રે, મહાવીરથી મળતાં. મન. ૧૪

નથી ભયને આશા[illegible] ચિદાનંદ છો પ્યારા;
એક અનેક રૂપેરે, [illegible] આનન્દ આધારા. મન. ૧૫

બુદ્ધિસાગર બળિયારે, [illegible]

( ૮૧ )

## પ્રભુ મહાવીર ભક્ત લક્ષણ.

### ચોપાઇ.

મહાવીર જિનેશ્વર ભક્ત, હોય ન સંસારે આસક્ત,
મનજીતીને બનતો જૈન, દુઃખ પડતાં ધરે ન દૈન્ય ૧
શ્વાસોચ્છાસે વીરનું નામ, જપતો કરતો સર્વે કામ,
મનમાં વીરપ્રભુ વિશ્વાસ, બીજી મનના ધરે ન આશ ૨
પરબ્રહ્મ પરમાતમ દેવ, વીર પ્રભુની નિત્યે શેવ,
જગમાં વીર પ્રભુ મહિમાય, દેખીને ભાવે ગુણગાય ૩
જીભે વીર પ્રભુને હેત, પ્રાપ્તિ વીરપ્રભુ સંકેત,
મન વાણી કાયામાં વીર, ધારી રાખે દુઃખે ધીર ૪
મરવામાં નહી ભીતિ થાય, જીવનમાં નહીં હર્ષ જણાય,
આતમ ભાવે જીવન બેશ, ધરતો ટાળે મનના ક્લેશ ૫
સર્વ જીવોને આત્મસમાન, દેખી જાણી કરે ન હાન,
વીરપ્રભુના ભક્તો જેહ, દેહ છતાં છે તે નિર્દેહ ૬
વીર જપતા કરતા કામ, અન્તરમાં રહેતા નિષ્કામ,
જૈનોની કરતા બહુ બ્હાર, શિરધન સહુ દેવા તૈયાર ૭
વીરપ્રભુના ભક્તોતણી, સેવા સ્વાર્પણ ભાવે ઘણી,
એવી રહેણીના ધરનાર, જૈનો તે જાણો નરનાર ૮
વીરભક્તો માટે જે મરે, સ્વર્ગ સંપદા નિશ્ચય વરે;
વીરભક્તો પર જેનો રાગ, અન્તરમાં તેને છે ત્યાગ. ૯
વીરભક્તો માટે જે ભક્ત, સર્વ કરે પણ નહિ આસક્ત,
જૈનો માટે સઘળાં કર્મ, કરતા વીરજનોને ધર્મ ૧૦
વીર જાપ જે પ્રેમી કરે, તેની સેવાએ શિર ધરે,
વીર ભક્તોના દર્શન કરે, ગોહત્યાદિક પાપો ટળે ૧૧
નામ રૂપનો નહીં અધ્યાસ, વીરતણો તે સાચો દાસ,
માયામાંહી નહિ મુંઝાય, વીર ભક્ત સાચો તે થાય ૧૨
વીર પ્રભુના ભક્તો વીર, થાતા નિશ્ચય રાખી ધીર,
બુદ્ધિસાગર મહાવીર ભક્ત, વીર વીર જાપે છે રક્ત. ૧૩

---

( ૮૨ )

## મહાવીર પ્રભુનું સગપણ.

### ચાલો સખી સિદ્ધાચળ જઇએ. એ રાગ.

સગપણ મહાવીરનું સાચું, બાકી જગતમાં સહુ કાચું. સગપણ.
પ્રભુ મહાવીર ધણી મારા, મનવાણી કાયાથી નિર્ધાર્યા. સગપણ. ૧
જૈનધર્મ મહાગંગ પ્રગટાવી, દુનિયાને જ્ઞાને સમજાવી. સગપણ.
દુનિયામાં વીર પ્રભુ દીઠા, મ્હને લાગ્યા હૃદયમાં બહુ મીઠા.
સગપણ. ૨
પ્રભુ મહાવીર છો મારી આંખો, ત્રિશલાનંદન મારી પાંખો.
સગપણ.
મારા આત્મતણા છો વનમાલી, પ્રીત બાંધી ન છુટો ગુણશાલી.
સગપણ. ૩
તન ધન મન સહુ તુજપર વાર્યું, તારૂં તેજ હૃદયમાં મ્હેં ભાળ્યું.
સગપણ.
સહુ વાતે સહાયક છો દેવા, મ્હને વ્હાલી તમારી ગુણ સેવા.
સગપણ. ૪
મ્હારી વ્હાર કરોછો અણુધારી, જાઉં પૂર્ણ તમારી બલિહારી.
સગપણ.
હું તો માગું ન માગણની પેઠે, હું તો રીઝું ન પુદ્‌ગલની એઠે.
સગપણ. ૫
જેહ માગે તે આત્મ ન કહેવાતો, માગે માગણ ભેદપણું પાતો.
સગપણ.
તવ જ્યોતમાં પ્રેમથકી મળીયો, હું તો હેતે જ્યોતે ઝળહળિયો.
સગપણ. ૬
વીર વીર જપંતાં જગ તરતું, મન ચિંતવ્યું કારજ સહુ સરતું.
સગપણ.
વીર વિના નહીં જગમાં કોઈ, જોયું આતમ અનુભવથી જોઇ.
સગપણ. ૭

મનમાં નહીં વીર વિના બીજુ, મહાવીર જાપથી બહુ રીઝુ
સગપણ
મુજ પ્રવૃત્તિ તવ પૂજા થાશે, મુજ ચિતન સેવા સોહાશે
સગપણ ૮
કર ચિતવુ ને જે જે બોલુ, વીર સેવા આતમથી તોલુ
સગપણ.
થયુ થાય છે ને જે જે થાશે, હિતમાટે સમજ્યુ ને સમજાશે
સગપણ ૯
વર્યા વીર પ્રભુ સાચા વ્હાલે, જેહ ભિન્ન થતા નહીં કો કાલે
સગપણ
દિલમા ઝળહળ જ્યોતે મ્હાલે, જ્યોતિ જ્યોતે મળી જગ અજવાળે
સગપણ ૧૦
નાત જાત મ્હે તુજ માટે ત્યાગી, થયો સ્વાર્પણ કરી ત્હારો રાગી
સગપણ
બુદ્ધિસાગર વટ આતમરામી, પરમેશ્વર વિભુ અન્તર્યામી
સગપણ ૧૧

---

( ૮૩ )

## શ્રી મહાવીર પ્રભુની ભક્તિભાવના.

સગપણ હરિવરનુ સાચુ. એ રાગ.

મળ્યા વીરપ્રભુજી વૈરાગી, મારી ચેતના અતરમા જાગી,
રોમરોમે થયો વીરનો રાગી મળ્યા. ૧
કીધુ સર્વજ્ઞ મહાવીરનુ શરણુ, શોકભીતિ નહીં આવે મરણુ,
દિલમા પ્રગટયુ અમૃત ઝરણુ મળ્યા ૨
જૈનધર્મ પ્રકાશ્યો મન ભાવ્યો, મોહમાયાનો જોરો નહિ ફાવ્યો,
વીર જાપથી આનન્દ ઉલ્લસાયો મળ્યા ૩
વચાઉ નહીં મિથ્યા વ્હેમે, ધણી પરમેશ્વર કીધા નેમે,
વીર કૃપાએ રહીશુ ક્ષેમે મળ્યા. ૪

દેહ નાત જાતની નહીં પરવા, વ્હાલા વીરપ્રભુ ક્ષણ ક્ષણ સમરવા;
મળી નૌકા ભવસાગર તરવા. મળ્યા. ૫
વીર !!! તુજ રાગે હું વેચાયો, તુજ સ્હામો ભક્તિથી ખેંચાયો;
પામ્યો વીરપ્રભુ સત્ય હરમાયો. મળ્યા. ૬
અધમાધમ પાપીને તાર્યા, જગજીવોને ત્હેં ઉદ્ધાર્યા;
ત્હેં કાજ ઘણા જનનાં સાર્યાં. મળ્યા. ૭
તુજ પ્રેમથી સહુ યોગો પ્રકટે, કામ ક્રોધાદિક દોષો વિઘટે.
મળ્યો છોડું ન સાહિબ શીર સટે. મળ્યા. ૮
વ્હાલા આતમવીરને ઉપયોગી, સહુ યોગથકી થઇયો યોગી;
ચિદાનન્દામૃત ભોજન ભોગી. મળ્યા. ૯
વીર પ્રેમથકી વીરજન મળતા, વીરભક્તો નહીં પાછા પડતા,
સહુ જાતિતણાં મંગલ વરતા. મળ્યા. ૧૦
પળપળ યાદી વીર !!! તુજ થાતી. વીરભાવે ભરાણી છે છાતી;
પ્રભુવણ નહીં ઇચ્છું ધન ખ્યાતિ. મળ્યા. ૧૧
ધન્ય ત્રિશલા માતાના જાયા, હાડેહાડે લાગી તુજ માયા;
સાકાર નિરાકાર સમજાયા. મળ્યા. ૧૨
જૈનધર્મ પ્રચારો જગ ધીરા; થાઓ ભક્તોની વ્હારે વીરા;
બુદ્ધિસાગર આતમ ગંભીરા. મળ્યા. ૧૩

---

( ૮૪ )

## માતપિતાના મરણથી શોકાતુર બનેલ નંદિવર્દ્ધન વગેરેને શ્રી મહાવીર પ્રભુએ આપેલ ઉપદેશ.

### ભવી તમે વંદોરે સૂરીશ્વર ગચ્છરાયા, એ રાગ.

મતિ શ્રુત અવધિજ્ઞાની મહાવીર, નિજભાઇને સમજાવે;
નંદિવર્ધન શોક ત્યજી દો, ગયાં ન પાછાં આવે;
અમર છે આતમરે કાયા પ્રગટે ને વિણસે. ૧
માત પિતાજી સ્વર્ગને પામ્યાં, શિવપુર અંતે જાશે;
કોના શોક કરો મુજ બાંધવ, સત્ય વિવેકે છે પાસે. અમર. ૨

મનવાણી કાયાથી જૂદો, આતમ નિત્ય સહાય;
આતમ દેહ ધરેને મૂકે, કર્મવડે ભવમાહ્ય. અમર. ૩
કાયા સાથ રહે નહીં ક્યારે, તેનો શોક શો ? કરવો,
આતમ દેવપણે જઇ ઉપન્યો, અંતર નિશ્ચય ધરવો અમર. ૪
નંદિવર્ધન ભાઇ સમજો, મોહથકી ન મુઝાશો,
અનંત જીવો સાથે સગપણ, રોયે પાર ન પાશો અમર. ૫
આત્મબુદ્ધિ આતમમાં કરીને, દેહે બુદ્ધિ ભ્રમ છંડો,
મનથી મરવું ને અવતરવું, આતમમાં રઢ મંડો અમર ૬
મન તાબે રહિયા તે મરિયા, આતમ ભાવે જીવ્યા,
પુદ્ગલ વસ્તુમાં નિર્લેપી, જ્ઞાનીજન મરજીવા અમર ૭
પુદ્ગલને પુદ્ગલનું મળવું, પુદ્ગલ મમતા માયા,
આતમમાં આતમનું રહેવું, જ્ઞાની મર્મને પાયા અમર ૮
મનને વશ સહુ દુનિયા લૂખી, આતમવશ સહુ સુખી,
આતમ દ્રષ્ટિથી સહુને શાંતિ, જડમમતાથી દુખી અમર ૯
માટે બંધુ શોક ત્યજી દો, ગ્હેશો આતમભાવે,
દેહને જડભાવે સમજી લ્યો, આતમ આત્મ સ્વભાવે અમર ૧૦
વીરપ્રભુ વચને પ્રતિબુધ્ધા, નંદિવર્ધન ભાઇ,
કુટુંબમાંહી શોક રહ્યા નહીં જ્ઞાનતણી એ વડાઇ. અમર ૧૧
વીરપ્રભુ જેના છે ભાઇ, તેને જાણી સગાઈ,
બુદ્ધિસાગર સત્ય જ્ઞાનથી, મોહ ટળે દુખદાઇ અમર ૧૨

---

## ( ૮૫ )

## મહાવીરપ્રભુ ને માત પિતાના મરણ પછી બે વર્ષ સુધી ઘરમાં રહેવા નંદિવર્ધનનો આગ્રહ-સંવાદ

શ્રી સ્થૂલિભદ્ર મુનિ ગણમાં શિરદાર જો. એ રાગ

નંદિવર્ધન કહેતા સાંભળ વીર જો,
મુજઆતમ છે તુજ સહાયે ધીરજો,
માત પિતા મૃત્યુનું દુખ ન સહ્યું જતું જો. ૧

માત પિતાનો કર્મે થયો વિયોગ જો,
તો પણ સુખિયો તુજ પામી સંયોગ જો;
હાલ ન દીક્ષા લેવી માનો મુજ કથ્યું જો. ૨
વીર પ્રભુજી બોલે સાંભળ ભાઇ જો,
દુનીયામાં મનમાની જૂઠ સગાઇ જો;
દેહ વિનાશી સહુનાં અંતે જાણજ્યો જો. ૩
આયુ ખૂટે લેવો પરભવ સાથ જો,
કાય ચંચલ રહે ન કોને હાથ જો;
માટે દીક્ષા લેવા અનુમતિ આપશો જો. ૪
નંદિવર્ધન બોલે સાંભળ વીર જો,
માતા પિતા મરણે નહિ રહેતી ધીર જો,
દાઝયા ઉપર ડામ સમું લાગે કથ્યું જો. ૫
તુજ વણ ઘરમાં મુજથી નહીં રહેવાય જો.
મોટાનું બોલ્યું માનો લઘુ રાય જો;
એક પલક પણ તુજવણ ચેન નહીં પડે જો. ૬
વીર કહે જગજીવોનો ઉદ્ધાર જો,
કરવા મારો તીર્થંકર અવતાર જો;
માટે ત્યાગી થાવું મુજને ઝટ ઘટે જો. ૭
પ્રથમ કરો મારો પ્રભુજી ઉદ્ધાર જો,
તુમ સંગત વણ સૂનાં છે ઘરબાર જો;
મારા આગ્રહથીજ વર્ષ બે ઘરે રહો જો. ૮
ઘેર રહું પણ ત્યાગી પેઠે રહેશું જો,
અચિત્ત ભોજનપાન પ્રસંગે લેશું જો;
તમ દાક્ષિણ્યે ઘરમાં રહું છું જાણજો જો. ૯
આત્મજ્ઞાનથી દુનિયાનો ઉદ્ધાર જો,
કરવાને તીર્થંકરનો અધિકારજો;
જૈનધર્મ ફેલાવો કરવા અવતર્યો જો. ૧૦
અર્હન્ તીર્થંકર જગનો ઉદ્ધાર જો;
કરતા બીજાનો નહિ ત્યાં અધિકાર જો;

કેવલજ્ઞાની થઈને જગને બોધલુ જો ११
નંદિવર્ધન સુણી પ્રભુના વચન જો,
અતર આતમમાહી થયા પ્રસન્ન જો,
ધન્ય ધન્ય મહાવીર પ્રભુ તુજને સદા જો १२
વિશ્વ બધુ મહાવીર પ્રભુનો સગ જો,
પામી નંદિવર્ધન થયા અભંગ જો,
બુદ્ધિસાગર વીર પ્રભુ બધુ ભલાજો १३

---

( ८६ )

## શ્રી વીરપ્રભુની ગૃહસ્થદશા.

સનેહીસત એ ગિરિ સેવો એ રાગ.

પ્રભુ મહાવીર જિન ઘરબારી, થયા કર્મે પરમ ઉપકારી,
નિર્લેપપણે અવતારી, મહાવીર દેવની ગતિ ન્યારી १
રાગ દ્વેષ ન વિષયોમાહિ, પ્રતિબદ્ધપણુ નહીં કયાહી,
રહ્યા આતમમા લય લાઇ મહાવીર २
લોકને જ્ઞાનયોગ શિખાવે, ભક્તિભાવનો બોધ સુણાવે,
મોહમાયાના દુ ખ હઠાવે મહાવીર ३
આપે કુટુબને સત્યજ્ઞાન, જેથી નાસે મિથ્યા અભિમાન,
આપે અતિથિને સત્યદાન મહાવીર ४
સ્વાધિકારે કર્મ કરતા, દુખી લોકના દુ ખ હરતા,
ભક્ત લોકમા ભક્તિ ભરતા મહાવીર. ५
દયા દાનનો દે ઉપદેશ, ટાળે લોકોના ગગને દ્વેષ,
ટાળે મિત્રોના સહુ કલેશ મહાવીર ६
લોકને શિખવે સત્ય ત્યાગ, શિખવે ધર્મિપર રાગ,
શિખવે ઉત્તમ વૈરાગ્ય મહાવીર ७
ટાળે રોગી જનોના રોગ, ટાળે દુર્બુદ્ધિ દુ ખ ભોગ,
સમજાવે ઉત્તમ યોગ મહાવીર ८

રાજા રંકમાં આતમ સરખા; સમજાવે અનુભવે પરખ્યા;
સમજી લોકો બહુ હરખ્યા. મહાવીર. ૯
સેવા ધર્મ કરે ને કરાવે. જગને આદર્શ શિખાવે;
ગુપ્ત જ્ઞાનના યોગ ભણાવે. મહાવીર. ૧૦
વીર વાણીમાં વેદ સમાયા, સર્વ વેદોએ વીરને ગાયા;
ધન્ય વીરપ્રભુ મન કાયા. મહાવીર. ૧૧
કરે ધર્મ્ય પ્રવૃત્તિ સુદાવે; સત્ય તત્ત્વને પ્રેમે સુણાવે;
દયા લાવીને જગ સમજાવે. મહાવીર. ૧૨
દયા સંયમને ઉપકાર, સત્યજ્ઞાન જણાવે સાર;
ધન્ય વીરપ્રભુ અવતાર. મહાવીર. ૧૩
જાગ્યાં ભારતનાં મહાભાગ્ય, વીર સમજાવે છે ત્યાગ;
બુદ્ધિસાગર ધન્ય વૈરાગ્ય. મહાવીર. ૧૪

---

( ૭૬ )

## પ્રભુ વીર પત્ની યશોદા દેવીની ગૃહસ્થદશા.

### સનેહી સંત એ ગિરી સેવો. એ રાગ.

પ્રભુ પત્ની યશોદા રૂપાળી, સતીયોમાં શિરોમણી સારી;
કર્મયોગિની બહુ પ્રેમવાળી, યશોદા દેવીની બલીહારી. ૧
સાસુ સસરાની આજ્ઞાકારી, કરે ભક્તિએ વિનય અપારી;
સહુ કુટુંબની રખવાળી. યશોદા. ૨
વૃદ્ધ ગુરૂજન પાયે પડંતી, કામ કરતાં ન થાકે રડંતી;
નિશદિન ગુણ શ્રેણી ચડંતી. યશોદા. ૩
સત્ય બોલે દયાગુણ પાળે, દોષ છંડીને જન ગુણ ભાળે;
સત્ય આનંદ જીવન ગાળે. યશોદા. ૪
પ્રભુ મહાવીર બોધ ગ્રહંતી, નિરાસક્તિએ કર્મ કરંતી;
અધ્યાતમ દૃષ્ટિ વહંતી. યશોદા. ૫
નિજ સખીયોને શિક્ષણ આપે, નિજ સરખા ગુણોએ વ્યાપે;
દુઃખી જીવનાં દુઃખડાં કાપે. યશોદા. ૬

પશુ પખી ને બાળ સભાળે, ફરી પોષણુ પ્રેમથી પાળે,
સર્વ ગુણુથી ભાગ્ત અજવાળે યશોદા ૭
મહાવીરની આજ્ઞાએ રહેતી, સમભાવે શુભાશુભ સહેતી,
સારી શિક્ષાઓ લોકને કહેતી યશોદા ૮
શ્રાવિકાવ્રત શક્તિએ પાળે, જૈનધર્મમા વિશ્વને વાળે,
મોહનુ જોર પ્રગટયુ ખાળે યશોદા. ૯
ગુણુ કર્મથી શોભે સારી, ટાપટીપ ન બાહ્ય લગારી,
ગાવે ઈન્દ્રાણીઓ ગુણુભારી યશોદા ૧૦
ઋદ્ધિ ગારવે ગર્વ ન કરતી, આત્મપેઠે જીવો અનુસરતી,
જગ તારે ને પોતે તરતી યશોદા ૧૧
વીર જાપને જપતી પ્રેમે, રૂહેતી સર્વ જીવોપર રહેમે,
શોભે પતિવ્રતા ગુણુ નેમે યશોદા. ૧૨
સર્વ ભારતમા વખણાઈ, વીર ભક્તિથી શોભા પાઈ,
લોકો પ્રેમે રહ્યા ગુણુ ગાઈ યશોદા ૧૩
સાધુ સતને આપે દાન, પ્રભુ વીરની સમજે સાન,
દિલમા વીર છે ભગવાન્, યશોદા, ૧૪
બાળ પોષે રહે નહીં રોષે, કામ ક્રોધાદિ દોષો શોષે,
રહી વીરપ્રભુના ભરોસે યશોદા ૧૫
અતિથિનો કરે સત્કાર, દાન દેવામા બહુ દાતાર,
આત્મ જ્યોતથી શોભે અપાર યશોદા ૧૬
મીઠી વાણી વિચારો સાર, રહ્યા દુર્ગુણુ દૂર નઠારા,
પ્રભુસગ સફ્લ અવતારા યશોદા. ૧૭
પ્રભુમા નિજ આત્મને જોતિ, નામ દેહાધ્યાસને ખોતી,
જેની ઝળકે ઝળહળ જ્યોતિ યશોદા ૧૮
વીર પત્નીને પ્રેમે ગાતા, ભક્ત લોકના પાતિક જાતા,
ઇચ્છયા કામો વેગે થાતા યશોદા ૧૯
ક્ષત્રિયાણી બની ગુણુશાલી, અતરાતમ ગુણુ રઢિયાલી,
પરમાતમ દૃષ્ટિવાળી યશોદા ૨૦

યશોદા જેવી જગમાં ન નારી, મહાવીર હૃદયમાં પ્યારી;
બુદ્ધિસાગર જગ જયકારી. યશોદા. ૨૧

---

( ૮૮ )

## દીક્ષા લેતી વખતે મહાવીર પ્રભુની મોટાભાઇ નંદિવર્ધનને શિખામણ.

### સનેહીસંત એ ગિરિ સેવો. એ રાગ.

સુણો નંદિવર્ધન બન્ધુ, કરૂણા આદિ ગુણગણ સિન્ધુ,
મારે છૂટયો દુનિયા સંબંધ, શિખામણ ચિત્તમાં તમે ધરશો.
સ્વાધિકારે રાજ્યને કરશો. શિખામણ. ૧

વર્ષીદાન યથા કલ્પ દીધાં, દાનથી ત્યાગ સંયમ સિદ્ધયાં;
ઉપકારે દીધાંને લીધાં. શિખામણ. ૨

ઉપકારનાં કામો કરશો, ધર્મમાર્ગમાં નિત્ય સંચરશો;
પાપ માર્ગમાં પગલું ન ભરશો. શિખામણ. ૩

ક્ષાત્રધર્મ ન ચૂકશો કયારે, સાધુ દુઃખીની ચઢશો વ્હારે;
સત્ય ચૂકે તે જગમાં હારે. શિખામણ. ૪

ન્યાય આપવો સર્વને સાચો, પક્ષપાતને દેઇ તમાચો;
દેહ ઇન્દ્રિય સુખમાં ન રાચો. શિખામણ. ૫

આતમ સમ જગને ગણશો, દુષ્ટ ક્રોધાદિકને હણશો;
રૂડા અનુભવ ભણશો. શિખામણ. ૬

શુભાચારથી દેશ સુધારો, સત્ય નીતિથી ધર્મ વધારો;
જૈનધર્મને જગમાં પ્રચારો. શિખામણ ૭

ધર્મ્યયુદ્ધથી પાછા ન ફરવું, સત્ય કાર્યમાં કયારે ન ડરવું.
ન્યાય સત્યમાં પગલું ભરવું. શિખામણ. ૮

ઉચ્ચ નિચનો રાખો ન ભેદ, મુંઝી કોને આપો ન ખેદ;
રાખો સિદ્ધિ થવાની ઉમેદ. શિખામણ. ૯

બનશો નહીં મોહે પ્રમાદી, કરશો શુદ્ધાતમ યાદી,
કદિ થાશો ન ખોટા વિવાદી                    શિખામણ ૧૦
આર્યવંશની કીર્તિ વધારો, સર્વ વિદ્યાઓ વિશ્વ પ્રચારો,
હિંસા યજ્ઞો અનેક નિવારો,                    શિખામણ. ૧૧
રાજ્ય દેશમા કરશો સુધારા, દેહાધ્યાસથી થાશો ન્યારા,
તેથી સફલ થશે અવતારા                    શિખામણ ૧૨
સર્વ સંઘની કરજો સેવા, અરિહંતને માનો દેવા,
દાન દેવાની રાખો હેવા                    શિખામણ ૧૩
થાશો શુદ્ધાતમ ગુણરાગી, જ્ઞાન ગર્ભિત થાશો વૈરાગી,
થાશો મન મમતાના ત્યાગી                    શિખામણ, ૧૪
વ્યવહારે કરો પુણ્ય કર્મ, જ્ઞાની દર્શન ચારિત્ર ધર્મ,
સાધી પામો શિવપુર શર્મ                    શિખામણ ૧૫
આત્મવત્ સહુ જીવોને નિરખી, કરો વિશ્વ દયા મન હરખી,
લેજો સાચુ અનુભવ પરખી                    શિખામણ ૧૬
જૈનધર્મને પ્રેમે પાળો, મિથ્યા મોહ પરિણુતિ ટાળો,
આત્મ શક્તિયોને સંભાળો                    શિખામણ ૧૭
નંદિવર્ધનને શીખ દીધી, વીરે સંયમની વાટ લીધી,
બુદ્ધિસાગર સંયમ સિદ્ધિ                    શિખામણ ૧૮

---

( ૮૯ )

## શ્રીવીરપ્રભુની દીક્ષા પ્રસંગે યશોદાએ ગાયેલી ગુંહલી

વહેલા વહેલાં દર્શન દેશોરે, સ્વામી શાતામાં રહેશો. એ રાગ

વ્હાલા વીર પતિ વૈરાગી, સંયમ લેઈ થયા તમે ત્યાગી,
નિશદીન તમારી રાગીરે, પ્રભુ જગ ઉદ્ધરજો,
ઝટ કેવલજ્ઞાનને વરજોરે                    પ્રભુ ૧
તમને શુદ્ધાતમની ધૂન, તુમ સંગતવણુ સઘળુ શૂન્ય,
મારૂ રહ્યુ હવે કોણુ રે                    પ્રભુ ૨

( ૯૧ )

## યશોદાની મહાવીર પ્રભુને ઘેર પધારવાની વિજ્ઞપ્તિ.

આવજો આવજો આવજો રે, મહાવીર પ્રભુ ઘેર આવજો,
મારી વીનંતિ દિલમાં લાવજો રે. મહાવીર.
ભક્તિ આધીન ભગવાન્ અમારા, સત્યોપદેશ સુણાવજો રે. મ૦ ૧
જગજીવન પ્રાણેશ્વર પ્યારા, શુભ સંદેશ જણાવશો રે. મ૦
પરમાતમ પરમેશ્વર પરગટ, શુદ્ધ સ્વરૂપ પ્રગટાવશો રે. મ૦ ૨
ધન્ય ધન્ય ત્રિશલાના જાયા, ધર્મ સ્વરૂપ સમજાવશો રે. મ૦
બુદ્ધિસાગર વીરજિન વ્હાલા, પલક ન દૂરે થાવશો રે. મ૦ ૩

( ૯૨ )

## દેવી યશોદાની શ્રી વીરપ્રભુને વિજ્ઞપ્તિ.

તારશો તારશો તારશો રે, પ્રભુ વ્હાલા મને ઝટ તારશો,
સાચી એક તમારી સગાઇ, કૃપા કરીને ઉદ્ધારશો રે. પ્રભુ. ૧
સત્યોપદેશો દઇને પ્રીતમ, સંસાર પાર ઉતારશો રે. પ્રભુ.
અધમાધમ શત્રુ ઉદ્ધાર્યા, ભક્તિ હૃદયમાં સ્વીકારશો રે. પ્રભુ. ૨
સાચા ધણી મુજ માથે ગાજો, મોહ માયાને મારશો રે. પ્રભુ.
પાછળ પડીયા દુષ્ટ કષાયો, વ્હાર કરીને સંહારજો રે. પ્રભુ. ૩
ત્રણ્ય ભુવનના સ્વામી સલુણા, શુદ્ધ સ્વભાવને સુધારજો રે. પ્રભુ.
જ્યોતિએ જ્યોત મિલાવી પ્રિયંકર, શક્તિ અનંતિ વધારજોરે. પ્રભુ. ૪
આતમરંગ વધારી વિભુ જિન, નિશ્ચલ ઠામે ઠારજો રે. પ્રભુ.
જાણી આપ આત્મવત મુજને, કહિયે નહિ વિસારજો રે. પ્રભુ. ૫
મારા મનનું સઘળું જાણો, જ્યાં ત્યાં મને સંભારશો રે. પ્રભુ.
બુદ્ધિસાગર ગુરૂ વીર વ્હાલમ, વિનતડી અવધારશો રે. પ્રભુ. ૬

( ૯૩ )

## પ્રભુ મહાવીર સ્વામીનું નિશાળમાં ગમન.

### રઘુપતિ રામ હૃદયમાંહિ રહેજો રે. એ રાગ.

વીર આઠ વર્ષ થયા જાણીરે, માત ત્રિશલા હર્ષ ભરાણી રે;
હર્ષ્યા સિદ્ધારથ ગુણખાણી, પ્રભુ મહાવીરની બલિહારી રે. ૧

વરઘોડો ચઢાવ્યો ભારી રે, હાથી ઘોડા રથ શણગારી રે,
નવ નવલા આભૂષણ ધારી પ્રભુ ૨
નવરાવી પ્રભુ શણગાર્યા રે, હાથી ઉપર પ્રેમે બેસાર્યા રે;
રૂપે જાણે દેવકુમારા પ્રભુ ૩
વિદ્યા ગુરૂની પાસે આવે રે, બ્રાહ્મણ મન ગર્વને લાવે રે,
ઈન્દ્રાસન કંપે પ્રભાવે પ્રભુ ૪
મહાવીર પ્રભુ ત્રણ્ય જ્ઞાની રે, જવુ શાળામા ઉચિત ન જાણીરે,
આવ્યા ઇન્દ્ર, ભક્તિ મન આણી, પ્રભુ ૫
બ્રાહ્મણરૂપે ઈન્દ્ર પધારી રે, વાદ્યા વીર પ્રભુ જયકારી રે,
પુછે આસનપર બેસારી. પ્રભુ ૬
ઇન્દ્રે પુછયા પ્રશ્ન હજાર રે, શબ્દશાસ્ત્રતણા ધરી પ્યારરે,
આપ્યા ઉત્તર સહુ નિર્ધાર પ્રભુ ૭
વિદ્યાગુરૂના સશય ટાળ્યારે, સહુ પ્રશ્નના ઉત્તર વાળ્યારે,
લોકે અચરિજથી વીર ભાળ્યા પ્રભુ. ૮
સર્વ શાસ્ત્રમા પારગામી રે, જાણ્યા લોકે પ્રભુ વીર સ્વામી રે,
ઇન્દ્ર બોલે પ્રભુ શિરનામી પ્રભુ ૯
વીર તીર્થંકર અવતારી રે, ત્રણ્યજ્ઞાન સહિત ગુણભારી રે,
સ્વય બુદ્ધ જગત્ ઉપકારી પ્રભુ ૧૦
જાણી બ્રાહ્મણ ગુરૂ ખમાવે રે, પડયો પાયે પ્રભુને ભાવે રે,
સભા વંદે હર્ષના દાવે પ્રભુ ૧૧
ઐન્દ્ર શાબ્દિક શાસ્ત્ર રચાયુ રે, દેશ ભારતમાહિ સુહાવ્યુ રે,
માત પિતાએ સુખ બહુ પાયુ પ્રભુ ૧૨
ઇન્દ્ર વંદી ગયા નિજ ઠામ રે, મહાવીર રમે નિજધામ રે,
કર્મયોગી પ્રભુ નિષ્કામ પ્રભુ. ૧૩
ત્રણ્ય જ્ઞાની નહીં અભિમાની રે, સાગરવત્ ગભીર જાણી રે,
થયો બ્રાહ્મણ નિરભિમાની પ્રભુ. ૧૪
પ્રભુ બોલે ન ગર્વના બોલ રે, થાય હીરાના લાખો મોલ રે,
બુદ્ધિસાગર ગુણો અમોલ પ્રભુ ૧૫

( ૯૪ )

## શ્રીવીર પ્રભુની દીક્ષા વખતે તેમની પુત્રીએ પિતા પ્રતિ કાઢેલા ઉદ્દગાર.

### સ્વામી શાતામાં રહેશો. એ રાગ.

ધન્ય પ્રભુ મહાવીર અમારા, પિતા તીર્થંકર અવતારા,
સર્વ જીવોના તારણહારા, કરૂણા ગુણના ભંડારા રે;
મુજને ન વિસરશો, મારો સ્નેહ ન ઓછો કરશો રે. મુજને ૧
પ્રેમે ઉછેરી શિક્ષણ આપ્યું, ધર્મજ્ઞાન હૃદય મુજ વ્યાપ્યું,
તુમે તત્ત્વ અહિંસા થાપ્યું રે. મુજને ૨
સર્વ કળાઓ શિખવી સારી, પરમેશ્વર પૂરણ અવતારી,
તુજ જીવનની બલિહારી રે. મુજને ૩
તવ ગુણ રાચીને મન માચી, વાત તમારી સર્વે સાચી,
આ દુનિયાદારી કાચીરે. મુજને ૪
જડ વિષયોના ભોગે ન શાન્તિ, મોહથકી રહે તેહમાં ભ્રાન્તિ,
વધે આતમભાવથી કાન્તિ રે. મુજને ૫
શુદ્ધાતમ રઢ પૂરણ લાગી, શુદ્ધ પરિણતિ અંતર જાગી,
તમે પરમાતમ સૌભાગીરે. મુજને ૬
તવ વાણી ગંગામાં ન્હાશું, શરણ ગ્રહી શિવપુરમાં જાશું,
મુક્તિ કમાણી કમાશું રે. મુજને ૭
લાડકવાઇ બાલિકા ત્હારી, તવ ઉત્સંગે રમી ગુણશાલી,
તે સ્નેહ ન દેશો ઉતારી રે. મુજને ૮
ધ્યાન ધરીને જે તમે લેશો, અત્ર પધારીને મ્હને દેશો,
રૂડો પાઠવજો સંદેશો રે. મુજને ૯
કાળજું મ્હારૂં ચરર ચિરાય, દુઃખ થતું વચને ન કથાય,
આજે સઘળું શૂન્ય જણાય રે. મુજને ૧૦
યોગી થઇને જંગલમાં જાશો, શુદ્ધાતમમાં લયલીન થાશો,
તમે કેવલજ્ઞાનને પાશો રે. મુજને ૧૧
કાલાવાલા કર્યા તવ આગે, પિતા રંગાઇ તુમ ગુણ રાગે,
અનુસરશું અમો વૈરાગે રે. મુજને ૧૨

પ્રિયદર્શના એમ કથતી, વીર નામનો જાપ જપતી,
વીર વદી ઘેર વળતી રે                                    મુજને ૧૩
પ્રિયદર્શના ભક્તિ ભરેલી, સત્યાચાર વિચાર ઠરેલી,
બુદ્ધિસાગર ગુણથી ભરેલી રે.                              મુજને ૧૪

---

( ૯૫ )

## શ્રી વીરકુમારનું હાલરડું.

### માતા ત્રિશલા ઝૂલાવે પુત્ર પારણે.

વારી જાઉ વ્હાલા વીરકુમરને વારણે,
ગાઉ વીર પ્રભુનુ હાલરડું હરખાઈ,
મારી આખો પાખો વ્હાલો હૈયુ હેતનુ,
મારી સઘળી આશા જીવંતી જગ થાઇ                    વારી ૧
ઝૂલો પારણિયામા વર્ધમાન જિન બાલુડા,
ગાઉ ગીત તમારા મીઠા રસ ભરપૂર,
હાલો હાલો હાલો હાલો નંદન વીરને,
રૂડુ ઝળકે ત્રણ્ય ભુવનમા સઘળે નૂર                    વારી ૨
કોટિ શશીને ભાનુ દેવ કરે તુજ આરતી,
કરતા મંગલ દીવા દેવીઓ નરનાર,
દર્શન કરવા આવે સુરપતિ નરપતિ વ્હાલથી,
વર્ષે આગણિએ મણિકંચનના ભંડાર                    વારી ૩
ધન ધન વૈદેહી જગજીવન રાજકુમારને,
ઝળકે અંગો અંગે પરબ્રહ્મનુ તેજ,
ત્હારી લીલા સઘળી પરમેશ્વર શક્તિ ભરી,
મે તો જાણ્યા તીર્થંકરના લક્ષણ સહેજ                    વારી ૪
મારી કૂખે જન્મ્યો જગજીવન જગનો ધણી,
તેથી ત્રણ્ય ભુવનમા બની ઘણી પ્રખ્યાત,
મારા હૈયાના ઉછળતા સુખના સાગરો,
હુ તો કહેવાણી તીર્થંકરની જગ માત.                    વારી ૫

કોટિ રવિ શશી તારા તુજ આંખોમાં શોભતા;
તારા હૈયામાંહિ પૃથ્વી સર્વ સમાઈ;
અગ્નિ વાયુ નભ તુજ હૃદયે ગિરિવર પાદમાં,
સાગર ઉરમાં તારી સ્તુતિ વેદે ગાઈ. વારી. ૬

સઘળી જ્ઞાનસૃષ્ટિ તવ આતમમાં વિલસી રહી,
પ્રગટયા જગમાં કરવા જૈનધર્મ ઉદ્ધાર;
લંછન સિંહતાણું સમજાવે પૂર્ણ પરાક્રમી,
હું તો પામું નહીં તુજ ગુણ કલાનો પાર. વારી. ૭

તારો મહિમા ગાવા વિશ્વ સકલ જીવી રહ્યું,
લક્ષણ બાહ્ય અભ્યંતર સહસ્ર લક્ષ કરોડ;
નંદન આનન્દામૃત ઉંઘે ઘટમાં ઉંઘતા,
રૂપે ત્હારા જેવી મળે ન જગમાં જોડ. વારી. ૮

મારાં અનેક ભવનાં તપ કીધાં આ ભવ ફળ્યાં,
પ્રભુની માતા થાવા મળિયો શુભ અવતાર;
મારા સર્વ મનોરથ પૂરા આ ભવમાં થયા,
પ્રભુની માતા ભકતાણી યે જગજયકાર. વારી. ૯

આવે ઇન્દ્રાણીઓ તુને રમાડે હેતથી,
દર્શન કરીને થાતાં તુજમાંહી લયલીન;
મારા દિલડામાંહી ઝગમગ જ્યોતે ઝળહળે,
વ્હાલા નંદન તું છો તીર્થંકર મહાજિન. વારી. ૧૦

ગાવે ત્રિશલા માતા વીરકુમરનું હાલરૂં,
સુણતા વર્ધમાનજી ત્રિશલા માતા બોલ;
ઉછળે પારણીયામાં પગ અંગુઠો ધાવતા,
કરતા આનંદમય ચેષ્ટાના બહુ કલ્લોલ. વારી. ૧૧

વ્હાલો વ્હાલો વ્હાલો ત્રણ્ય ભુવનના નાથને,
ભાવા વૈખરી વાણી વિશ્વગુરૂને ગાઉં;
બુદ્ધિસાગર ભાસે પરાપશ્યંતીમાં વિભુ,
ઝાંખી પામી હાલરડું ગાઇ હરખાઉં. વારી. ૧૨

---

( ૯૬ )

## શ્રી મહાવીર પ્રભુની ગરબી.

વ્હાલી સખીઓ આજે મહાવીર પ્રભુને ગાઇએ રે,
ખાતા હરતા ફરતા મહાવીર પ્રભુને ધ્યાઇએ રે,
જેથી પ્રગટે પરમાનન્દ ખરો નિર્ધાર,
આતમમા જિન શાસન જીવતુ નિર્ધાર
એવા જૈન ધર્મને આતમમા પ્રગટાવીએરે

સાખી.

ત્રિશલા નદન જગધણી, નિરાકાર સાકાર,
અનન્ત શક્તિમય પ્રભુ, તીર્થંકર અવતાર
ભારત દેશ ઉદ્ધાર્યો દુખ દુર્ગુણ સર્વે હરીરે,
દીધા સદુપદેશો ભારતમા સઘળે ફરીરે,
કીધા ઉપકારો વર્ણવતા નાવેપાર, માટે ધન્ય ધન્ય મહાવીર પ્રભુ
અવતાર વ્હાલી ૧

સાખી.

દર્શન જ્ઞાન ચારિત્રને, વીર્ય અનન્ત અપાર,
આતમરૂપ જણાવિયુ, જિનશાસન જયકાર
આતમ શક્તિયોને જૈનધર્મ સમજાવીયોરે,
નથી જ્યા નાતિ જાતિનો ભેદ જગ નિર્ધાર
એવો દ્રવ્યભાવથી પ્રભુ ધર્મ દિલ ભાવિયોરે. વ્હાલી. ૨

સાખી.

આતમ તે જૈનધર્મ છે, સત્યરૂપ છે એહ,
પરમાત્મપદ હેતુઓ, જૈનધર્મ છે તેહ
એવો જૈનધર્મ જગમા સહુ જીવોમા રહ્યોરે,
સત્તાએ તે પ્રગટપણે કરવા નિર્ધાર
મહાવીર પ્રભુએ સર્વજ્ઞ જગમા સાચો કહ્યો રે વ્હાલી ૩

સાખી.

જૈનધર્મમા જીવતા, સર્વે ધર્મ સમાય,
સદસત્ વ્યક્તાવ્યક્ત સહુ, અસ્તિનાસ્તિરૂપ પાય

મહાવીર શરણે રહેતાં સર્વધર્મ પ્રગટે ખરા રે.
નાસે કર્મ મોહાદિ સહુ અનાદિ કીધ.
માટે મહાવીર પ્રભુને દિલડામાંહી મ્હેં ધર્યારે. વ્હાલી. ૪

સાખી.

અનન્ત વિશ્વ સમાય છે, મહાવીર જ્ઞાનનીમાંહિ,
આત્માઓ સહુ વીર સમ, સત્તા વ્યક્તિની છાંઇ;

મહાવીર જગ રૂપેને જગ સહુ મહાવીર જાણીએ રે,
સત્તા સાપેક્ષાએ જીવો વીર નિર્ધાર,
એવા મહાવીર પ્રભુને અન્તરમાંહિ આણીએ રે,
બુદ્ધિસાગર ધ્યાવે મહાવીર આપો આપ. વ્હાલી. ૫

---

## જૈન ધર્મની ગુંહલી.

### મુનિવર સંયમમાં રમતા. એ રાગ.

જિનેશ્વર ધર્મની બલિહારી, ચડતી લહે નર ને નારી, જિનેશ્વર,
જૈનધર્મ જગ જયકારી, અહિંસા સંયમ તપધારી;
દાન શીયલભાવ અનુસારી. જિને૦ ૧
મન વાણી કાયા શક્તિ, વિદ્યાદિક શક્તિ વ્યક્તિ;
શૂરપણાની છે ભક્તિ. જિને૦ ૨
નિર્બળતા દૂરે કરવી, આત્મદશા ચડતી વરવી;
દુષ્ટ ટેવોને સંહરવી. જિને૦ ૩
આત્મસમું જગને ગણવું, શક્તિતણું ભણતર ભણવું;
નિશદિન મન કબજે કરવું. જિને૦ ૪
કર્મો વીરાર્પણ કરવાં, કામ ન કરવાં જે વરવાં;
દિલડાં સદ્ગુણથી ભરવાં. જિને૦ ૫
સત્યને માટે જે મરતા, સ્વર્ગવિષે તે અવતરતા,
કાયર જન પાછા ફરતા. જિને૦ ૬
જૈનોની છે એ રીતિ, ગણે નહીં મૃત્યુતણી ભીતિ;
છંડે નહીં મરતાં નીતિ. જિને૦ ૭

ધર્મયુદ્ધમા જે મરતા, દેવલોકને તે વરતા;
વીરાર્પણ જે સહુ કરતા .જિને૦ ૮
નામ રૂપ મમતા ટાળી, મહાવીરમા મનને વાળી,
જૈનો મુક્તિ લહે સારી જિને૦ ૯
શક્તિ વધારે ને ઉદ્ધારે, ધર્મ કહ્યો તે વ્યવહારે,
સત્ય વિચારે ને આચારે જિને૦ ૧૦
દેશ રાજ્ય વિદ્યા પ્રગતિ, આપે ધર્મ તે સત્ય મતિ,
ધર્મ તે શક્તિયો સર્વ છતી . જિને૦ ૧૧
જૈનધર્મ સમજો સાચો, આદરી સર્વ જીવો માચો,
બુદ્ધિસાગર મન ગચો , જિને૦ ૧૨

---

(૯૮)

## શ્રી મહાવીર પ્રભુની ગુંહલી-ગરબી.

### મુનિવર સંયમમાં રમતા

પ્રભુ મહાવીર ભજો ભાવે, કુમતિ ટળે સુમતિ આવે,
આતમ નિર્લેપ ઝટ થાવે પ્રભુ. ૧
ર્ક્યું જેણે મહાવીરનુ શરણુ, પછીથી નહીં તેહને મરણુ.
પ્રગટે હ્રદય અમૃત ઝરણુ પ્રભુ ૨
વીર ભજે નાસે પાપો, શરણુ કરે નહીં સતાપો,
પૂર્ણ પ્રેમે જપતા જાપો પ્રભુ ૩
ખાતા પીતા હરતા ફરતા, વીર વીર મુખ ઉચ્ચરતા,
નર નારી શિવપુર વરતા પ્રભુ ૪
તર્ક વિવાદો સહુ છડો, મહાવીરથી રઢને મડો,
યાદ કરી વીરને વંદો પ્રભુ ૫
પરમાતમ વીરના જેવો, ત્રણ્ય ભુવનમા નહીં દેવો,
પૂર્ણ સ્નેહે ઘટમા સેવો પ્રભુ. ૬
વીર વીર જે ઉચ્ચરશે, તેહના પાપો સહુ ટળશે,
આતમને તેહ ઉદ્ધરશે પ્રભુ. ૭

આરહંત વીર જપો જાપે, આતમ વિશ્વવિષે વ્યાપે;
મુક્તિ સ્વયં નિજને આપે. પ્રભુ. ૮
કલિકાલે મહાવીર ભજો, વિકથા ખટપટ દૂર તજો;
વીર પ્રભુરૂપ ઓળખજો. પ્રભુ. ૯
વીર વીર મુખ જે બોલે, મુક્તિ દ્વાર ઝટ તે ખોલે;
આતમ શક્તિયો તોલે. પ્રભુ. ૧૦
મહાવીરનું સગપણ કીધું, અનુભવ અમૃતને પીધું;
બુદ્ધિસાગર મન સિદ્ધયું. પ્રભુ. ૧૧

---

( ૯૯ )

## પતિવ્રતા સ્રીનાં લક્ષણ. ગરબી

### મુનિવર સંયમમાં રમતા એ રાગ.

પતિવ્રતા નારી જગસારી, દેવી સતીની બલિહારી, પ્રતિવ્રતા.
પરણ્યો પતિ કર્મે પામી, સંતોષે રહે ગુણરામી;
થાય ન પરનરની કામી. પતિવ્રતા. ૧
રૂપથકી નહીં લલચાતી, પતિને ખવરાવી ખાતી;
શંકા પડે ત્યાં નહિ જાતી. પતિવ્રતા, ૩
લાજ મર્યાદા નહિ મૂકે, શીયલ વ્રતને નહીં ચૂકે;
કામની વાતો નહીં ફૂંકે. પતિવ્રતા ૩
જડ ભોગોની ન પૂજારી, કર્મ કરે શુભ સંભાળી;
વાણી વદે ગુણ રઢિયાલી. પતિવ્રતા. ૪
સાસુ સસરાને નમતી, વૃદ્ધ જમાડીને જમતી;
મેંણાં ટોણાં સહુ સહતી. પતિવ્રતા. ૫
કજીયા કંકાસો ત્યાગે, સહુ પહેલાં ઘરમાં જાગે;
દેવગુરૂ પાયે લાગે. પતિવ્રતા. ૬
પર ઘેર નવરી નહીં ભમતી, કુલટા સાથે નહીં રમતી;
દુઃખ પડેલાં સહુ ખમતી. પતિવ્રતા. ૭
ચિત્ત પતિથી નહીં ચોરે, પીડા નકામી નહીં વ્હોરે;
પતિને ન અવળાપંથ દોરે. પતિવ્રતા. ૮

જેવો તેવો પતિ નિજ સારો, કર્મે મળ્યો માને પ્યારો,
ઇચ્છે ન બીજો રૂપાળો  પતિવ્રતા ૯
મન મારી ઘરમા રહેતી, કાર્ય કરે ધરીને નીતિ,
પાળે કુલવટની રીતિ.  પતિવ્રતા ૧૦
અરિહંત વીર પ્રભુ જપતી, રાખે ન મન કાયા તપતી,
સતોષે રાખે તૃપતિ.  પતિવ્રતા ૧૧
નિંદા વિકથા સહુ વારી, ગુણથી થાતી જગ પ્યારી,
બુદ્ધિસાગર ગુણ ધારી  પતિવ્રતા. ૧૨

---

( ૧૦૦ )

## પ્રભુમહાવીરની ગુંહલી.

### મુનિવર સંયમમાં રમતા એ રાગ.

હૃદયમા વીર પ્રભુ વસજો, પાપ કર્મ સઘળા ખસજો, હૃદયમા.
સુખ દુ:ખમા વીરની યાદી, મનમા ન બનશો ઉન્માદી,
માગુ પ્રભુ એહ પરસાદી,  હૃદયમા ૧
વીર વીરમય સહુ દેખુ, બીજુ સઘળુ ઉવેખુ;
ગાઉ નિજ આતમ વીર લેખુ  હૃદયમા. ૨
વીર વીર નહી ભૂલાશો, પૂર્ણ થશો હર્ષોલ્લાસો,
કાયમ રહો વીર વિશ્વાસો,  હૃદયમા. ૩
તવ જાપો જીહ્વા જપશો, મનડું તવ તપને તપશો,
આતમ વીર વિના ખપ શ્યો ?  હૃદયમા ૪
વીરાર્પણ સઘળુ હોશો, વીરપ્રભુ સન્મુખ જોશો,
ક્ષણ પણ દૂર નહીં હોશો,  હૃદયમા ૫
મ્હને પ્રભુ તુજ લાગી માયા, તુજને સોપી મુજ કાયા,
જ્યા ત્યા વીર હો મુજ છાયા,  હૃદયમા ૬
અંધકાર દૂરે ટાળો, પ્રકાશમા મુજ આતમવાળો,
સદા પ્રિયતમ તું મુજ વ્હાલો,  હૃદયમા. ૭

તુજ શક્તિ અપરંપારા, પરમબ્રહ્મ તું છે મ્હારા;
અન્તર બાહ્યથી આધારા, હ્રદયમાં. ૮

તુજમાં લયલીન થઈ જાવું, એક પ્રભો તું મન લાવું;
ક્ષણ ક્ષણ ગુણ ત્હારા ગાવું. હ્રદયમાં. ૯

ભીડસમે વ્હારે આવો, શકિત અનંતી પ્રગટાવો;
વીરપ્રભુ પ્રીતિ લાવો, હ્રદયમાં. ૧૦

પ્રદેશો પ્રદેશે વસનારા, શુદ્ધાતમ ગુણ આધારા.
બુદ્ધિસાગર ઘટ પ્યારા, હ્રદયમાં. ૧૧

---

( ૧૦૧ )

## પતિગુણની ગરબી.

### મુનિવર સંયમમાં રમતા. એ રાગ.

ગુણવંત પતિની બલિહારી, દુર્વ્યસની નહીં વ્યભિચારી, ગુણવંત.
ઇચ્છે નહીં કદિ પરનારી, શુદ્ધ પ્રેમનો અવતારી;
વાણી મધુરી ઉપકારી. ગુણવંત. ૧

કામ કરે સર્વે સારાં, દુષ્ટ કર્મ કરતો ન્યારાં;
સ્વજન ગણે મનમાં પ્યારાં. ગુણવંત. ૨

પત્નીથી નહીં કલેશ કરે, કુટુંબ દુઃખો સર્વ હરે;
નવરો નફટ થઇ નહીં ફરે. ગુણવંત. ૩

આચારો સાચા પાળે, પત્નીવ્રતે મનડું વાળે;
ચડતો નહીં મોહના ચાળે. ગુણવંત. ૪

મુંઝે ન પરનારી રંગે, રહેતો નહીં દુર્જન સંગે;
કર્તવ્ય કરતો ઉમંગે. ગુણવંત. ૫

આત્મસમી પત્ની દેખે, એક સ્વરૂપે મન પેખે;
અશુદ્ધપ્રેમને ઉવેખે. ગુણવંત. ૬

પત્નીવ્રતે વર્તે ભોગી, શુદ્ધ પ્રેમ ગુણ સંયોગી;
દેશકાલ ગુણ ઉપયોગી. ગુણવંત. ૭

નીતિ રીતિ વ્રતને પાળે, દુર્ગુણ પ્રગટયા સહુ ટાળે,
વંશ કુળ નિજ અજવાળે. ગુણવંત ૮
પ્રામાણિક પૂરો થાવે, અવળા પન્થે નહીં જાવે,
સહુને ખવરાવી ખાવે ગુણવંત ૯
સાધુ સંત સેવા સારે, અતિથિને આદર ભારે,
નિર્લેપ વર્તે સંસારે ગુણવંત ૧૦
પત્નીથી નહીં કલેશ કરે, ગુસ્સો અને નહીં ગર્વ ધરે,
ધર્મ માર્ગમાહિ સંચરે ગુણવંત. ૧૧
વીરપ્રભુ હૃદયે ધારે, વીર જાપ જપતો ભારે,
કામ કરે સહુ અધિકારે. ગુણવંત. ૧૨
વીર પ્રભુ ગુરૂનો રાગી, આત્માર્પણભાવે ત્યાગી,
બુદ્ધિસાગર ગુણરાગી. ગુણવંત. ૧૩

---

## ( ૧૦૨ )

## મહાવીર પ્રભુપર પ્રેમ.

### મુનિવર સંયમમા રમતા એ રાગ

પ્રભુ મહાવીર ભજુ ભાવે, નિજાતમ વીર પ્રભુ થાવે, પ્રભુ
મહાવીર આખે દેખાશો, મહાવીર દિલ મારૂ થાશો,
નિજાતમ મહાવીર સમજાશો પ્રભુ ૧
વીરહાથો મુજ હાથ થશો, વીર વિના નહીં પ્રેમ કરશો ?
નિજ હૈડામા મહાવીર વસો પ્રભુ. ૨
મારા કર્ણો વીરને સાભળશો, મહાવીર પ્રભુ વચનો સુણશો,
મારી જીભ્હા વીર પ્રભુ ભણશો પ્રભુ ૩
મારી આખો વીર પ્રભુ દેખો, મારૂ દિલડુ વીર પ્રભુ પેખો;
મોહમાયાને ઝટ ઉવેખો પ્રભુ ૪
મારા પગ મહાવીરસમા થાશો, વિશ્વહિતાર્થે પગ વપરાશો,
મહાવીરનો હોશો વિશ્વાસો, પ્રભુ ૫

ષટ્ ચક્રોમાં મહાવીર વસ્યા, શુદ્ધપ્રેમે અદ્વૈત થઇ ઉલ્લસ્યા;
એવી મહાવીર પ્રેમે જાગી દશા. પ્રભુ. ૬
વાગ્યા ગગન ગઢે વીરના ડંકા, સુણે અનહદ મહાવીરના ખંકા;
પૂર્ણ આનન્દી વીર અવટંકા. પ્રભુ. ૭
ચઢી ગગનગઢે વીરને દીઠા, ઉનમુની મુદ્રાએ મીઠા;
બુદ્ધિસાગર આનન્દ ઉત્કૃષ્ટા. પ્રભુ. ૮

---

( ૧૦૩ )

## મહાવીર પ્રભુની ગરબી.

પ્રભુ મહાવીર વિભુજી સર્વાંગે શોભી રહ્યા જો,
જેનો મહિમા જગમાં સઘળે અપરંપાર;
શાકત જેની છાજે સર્વ વિશ્વ આધાર.
એવા વીરપ્રભુ તો વચને નહીં જાવે કહ્યા જો;

સાખી.

આતમ તે પરમાતમા, પરમાતમ તે વીર,
પર બ્રહ્મ હરિહર વિભુ, અરિહંત જગધીર;
કેવલજ્ઞાન અને દર્શન–ગુણથી જગમાં વિભુ રે,
વિશ્વોદ્ધારક તેથી, જગમાંહિ સાચા પ્રભુ રે;
પિંડે બ્રહ્માંડે ઝળહળતી–ઝગમગ જ્યોત,
તેથી ત્રણ્ય ભુવનમાં–વીરતણો ઉદ્યોત;
સાપેક્ષાએ કર્તા હર્તા, પાલક જગ ધણી જો.
સત્તાએ વ્યાપકને કેવલજ્ઞાને જગમણિ જો. પ્રભુ. ૧

સાખી.

અનંત જ્ઞાનાદિક ગુણી, ઝળકે અનંત નૂર,
ચિદાનન્દ અનંતરસ–સાગરના છો પૂર;
પિંડે બ્રહ્માંડે ષટ્કારક મય શોભા લહ્યા જો,
અનંત ગુણપર્યાયી, દ્રવ્યપણે નિત્ય જ વહ્યા જો;

જેના ગુણુ પર્યાયો અનતદેવ સ્વરૂપ,
સદસત્ પર્યાયોએ વર્તો રૂપારૂપ;
ઘટ ઘટ આત્મવીર સત્તાએ પરમાતમ સદાજો,
આવિર્ભાવે વ્યકત જિનેશ્વરકેવલી છો સુદાજો. પ્રભુ. ૨

સાખી.

પટચક્રોમા નૂર તુજ, ભાસે અનત અપાર,
સત્તાએ જીવો સહુ, એકાત્મા નિર્ધાર,
નય વ્યવહારે આતમ–અનત વ્યકિતએ છતા જો,
સમજ્યા વણુ નયોને, મૂઢજનો ખાવે ખતા જો,
માટે નયના જ્ઞાને સમજો વીરસ્વરૂપ,
જેથી નાસે મિથ્યા ભ્રાતિ દુ ખડા ધૂપ,
બુદ્ધિસાગર આત્મ મહાવીર ઘટમા દેખશો જો,
શુદ્ધપ્રેમાદ્વૈતે આત્મ સમુ જગ પેખશો જો પ્રભુ. ૩

---

( ૧૦૪ )

## જૈનોના ગુણોની ગુંહલી.

મુનિવર સયમમાં રમતા એ રાગ

જૈનો તે ગણુવા સાચા, મીઠી સત્ય વદે વાચા જૈનો.
વીરાર્પણુ કર્મો કરતા, કેશરિયા કરી સચરતા,
વીર વીર મુખ ઉચ્ચરતા જૈનો ૧
મહાવીર દિલડુ નિજ કરતા, મૃત્યુ કાલથી નહીં ડરતા,
મોહના માર્યા નહીં મરતા જૈનો. ૨
મહાવીર દેવને દિલ ધારે, ચડતા ધર્મિજન વ્હારે,
આપ તરે પરને તારે. જૈનો ૩
વીરસમા દાની થાતા, ધૂર્તોથી નહીં વચાતા,
અજવાળે ત્રાતા માતા જૈનો. ૪
સર્વ શકિતયો પ્રગટાવે, સત્ય પ્રેમ દિલમા લાવે,
જૈનને ખવરાવી ખાવે જૈનો. ૫
વીરજનોને સતોષે, સેવા ભકિત કરી હોશે,
રહેતા ન અન્યાયે રોષે જૈનો. ૬

જીવે વીરપ્રભુ માટે, ધર્મ ન છંડે શિર સાટે;
જાય ન પાપતણી વાટે. જૈનો. ૭
અરિહંત મહાવીર મનપ્યારા, શરણું કરી જગદાધારા;
સફલ કરે નિજ અવતારા. જૈનો. ૮
જૈનધર્મ માટે મરતા, સ્વર્ગવિષે તે અવતરતા;
દુઃખી જનોને ઉદ્ધરતા. જૈનો. ૯
ધીરા વીરા રણશૂરા, દીન જનોપર નહીં ક્રૂરા;
જીવન સૂત્રોથી પૂરા. જૈનો. ૧૦
સાધુસંત મુજસમ દેખે, નિન્દા દોષને ઉવેખે;
આત્મા સમી દુનિયા પેખે. જૈનો. ૧૧
જૈનોને મહાવીર સમા—ગણતા રાખે ન સ્વાર્થતમા;
સમજે સદ્‌ગુરૂ જ્ઞાન ગમા. જૈનો. ૧૨
જૈનો વીરજનો એવા, કરતા વિશ્વતણી સેવા;
બુદ્ધિસાગર ગુરૂદેવા. જૈનો. ૧૩

---

( ૧૦૫ )

## અરિહંતપદની ગુંહલી.

**ભવિ તમે વંદોરે સૂરિશ્વર ગચ્છરાયા એ રાગ.**

વીર ઉપદેશેરે અરિહંત પ્રભુ જગદેવા,
અરિહંત પદની રે કરજો ભાવે સેવા;
ચોત્રીશ અતિશય મહિમા ધારક વાણી ગુણ પાંત્રીશ;
સમવસરણમાં બેસી જિનવર, ઉપદેશે જગદીશ. વીર. ૧
ઘાતિકર્મનો નાશ કરીને, કેવલ જ્ઞાને શોભે;
શુદ્ધાતમ તીર્થંકર અરિહંત, અનંત ગુણથી ઓપે. વીર. ૨
અરિહંત તે નિજ આતમ જાણો, સત્તા વ્યક્તિ પિછાનો;
આતમના ઉપયોગે પોતે, પરગટ ઇશ પિછાનો. વીર ૩
અરિહંત પરમાતમ પોતે પ્રગટે આતમ જ્યોતે;
બુદ્ધિસાગર પ્રભુ અંતરમાં, શોભે શુદ્ધ ઉદ્યોતે. વીર. ૪

---

( ૧૦૬ )

## સિદ્ધપદની ગુંહલી.

રાગ ઉપરનો.

ભવિ તમે વંદોરે સિદ્ધ પ્રભુ જયકારી,
શુદ્ધ ઉપયોગી રે કર્મ રહિત ગુણ ધારી,
સિદ્ધ પ્રભુ નિજાતમ જાણો, શ્રદ્ધા નિશ્ચય આણો,
નિરાકાર નિર્મલ શુદ્ધાતમ, અનત સિદ્ધો માનો ભવિ તમે ૧

સત્તાએ નિજ આતમ સિદ્ધ જ, વ્યક્તપણે પ્રગટાવો,
અનત તીર્થ સ્વયનિજ આતમ, ધ્યાનવિષે લય લાવો ભવિ ૨

અનત જ્ઞાનાદિક ગુણ આગર, શુદ્ધાતમ દિલભાવો,
બુદ્ધિસાગર આતમ ઉજાગર, શુદ્ધ સમાધિ સુહાવો. ભવિ ૩

---

( ૧૦૭ )

## આચાર્યપદની ગુંહલી.

રાગ ઉપરનો

ભવિ તમે વદો રે આચાર્ય ગુણખાણી,
અમૃત સરખી રે જેહની મીઠી વાણી,

દ્રવ્ય ભાવથી છત્રીશ છત્રીશ, ગુણ વ્રત જ્ઞાનના દરિયા,
જૈનધર્મના રક્ષક અનુભવી, અતિશયી સુખ ભરિયા ભવિ ૧

અનેક ઉપમા જેહને શોભે, યુગ પ્રધાનાવતારી,
અન્તરાતમપદધારક યોગી, જેહની સગતિ સારી ભવિ ૨

સર્વાગમ દર્શન વડવીરા, ધીર વીર ગભીરા,
નિશ્ચય તે વ્યવહારે પૂરા, સર્વ શક્તિથી શૂરા ભવિ. ૩

નિશ્ચય સત્તાએ નિજ આતમ, સૂરિ ગુણોએ ભરિયો,
બુદ્ધિસાગર આતમજ્ઞાને, ભવસાગરને તરિયો ભવિ ૪

---

( ૧૦૮ )

## ઉપાધ્યાયપદની ગુંહલી.

### રાગ ઉપરનો.

ભવિ તમે વંદોરે ઉપાધ્યાય ગુણકારી,
શશીરવિ સરખોરે નિર્મમ નિરહંકારી;
મુનિગણને આગમ વંચાવે, ભણે ભણાવે ભાવે;
પ્હાણને નવ પલ્લવ જે કરતા, પાઠક શક્તિ પ્રભાવે. ભવિ. ૧
શોભે જે યુવરાજ સમા નિત્ય, સદાચારવ્રત ધારી,
તપી જપી અતિશયી પ્રભાવક, પંચવીશ ગુણ ભારી. ભવિ. ૨
ઉપાધ્યાય નિજ આતમ જાણો, વ્યકત કરો નરનારી;
બુદ્ધિસાગર આતમ વાચક, દ્રવ્યભાવ નિર્ધારી. ભવિ. ૩

---

( ૧૦૯ )

## સાધુપદની ગુંહલી.

### રાગ ઉપરનો.

ભવિ તમે વંદોરે મુનિપદ જગહિતકારી,
ઋષિ શુભ સંયમી રે સાધુ ત્યાગી ગુણધારી;
સત્તાવીશ ગુણ દ્રવ્યભાવથી, ધારક તપસી મહંત,
શાંત દાંત તપસી ગુણયોગી,સદાચારી ગુણી સંત. ભવિ તમે. ૧
ક્રિયા વેષમાં આગ્રહી નહીં જે, જ્ઞાનાદિક ગુણ ખપિયા;
સદાચારી પરમાર્થે પૂરા, મોહવિનાશક તપિયા. ભવિ. ૨
નિશ્ચયથી નહીં લુંચે મુંડે, આતમ સાધુ સુહાયો;
બુદ્ધિસાગર સાધુ આતમ, જ્ઞાને અનુભવ પાયો. ભવિ. ૩

---

( ૧૧૦ )

## દર્શનપદની ગુંહલી.

### રાગ ઉપરનો.

ભવિ તમે વંદોરે દર્શનપદ ગુણકારી,
જિન ગુરૂધર્મની રે શ્રદ્ધાની બલિહારી;

દ્રવ્યભાવથી શ્રદ્ધા દર્શન, આતમ જ્ઞાને પ્રમાણો,
ક્ષયોપશમ ઉપશમને ક્ષાયિક, નિશ્ચય સમક્તિ માનો ભવિ ૧
દર્શન ગુણથી અભેદી આતમ, અનેકાન્તથી ધ્યાવો,
સર્વ ધર્મનુ મૂલ છે શ્રદ્ધા, નિશ્ચય મનમા લાવો, ભવિ ૨
અન્તરાત્મ પદ શ્રદ્ધા યોગે, અ તરમા પ્રગટાવો
બુદ્ધિસાગર આતમ પોતે, અરૂપી પદ ભાવો ભવિ. ૩

---

( ૧૧૧ )

## જ્ઞાનપદની ગુંહલી.

રાગ ઉપરનો

ભવિ તમે વંદોરે આતમજ્ઞાનને ભાવે,
શ્વાસોશ્વાસમા રે જ્ઞાની શિવપદ પાવે;
જ્ઞાનાગ્નિ સહુ કર્મકાષ્ઠને, ક્ષણુમા ભસ્મ કરંતી,
જ્ઞાનાગ્નિ દિલમા પ્રગટાવો, ક્ષણુમા મુક્તિ વરતી ભવિ. ૧
જ્ઞાનસમું નહીં કોઇ પવિત્ર જ, પચજ્ઞાન જયકારી;
તેમાં પણ ઉપકારી શ્રુત છે, પામો નરને નારી. ભવિ ૨
અનત વેદાગમ ગુણ દરિયો, નિજ આતમ નિર્ધારો,
બુદ્ધિસાગર અનુભવી જ્ઞાની, સેવી લહો ભવ પારો ભવિ ૩

---

( ૧૧૨ )

## ચારિત્રપદની ગુંહલી.

રાગ ઉપરનો

ભવિ તમો વંદો રે ચારિત્રપદ સુખકારી,
રંકનો રાજા રે થાવે મુનિ ગુણ ધારી
પચાચારને પચ મહાવ્રત, મૂલ ઉત્તર ગુણ યોગી,
વ્યવહારે વર્તે ચારિત્રી, નિશ્ચય નિજ ગુણ ભોગી ભવિ ૧
દ્રવ્ય ચારિત્ર તે વેષાચારે, ગુણથી ભાવ પ્રમાણો,
ક્રોધાદિકનો ઉપશમ ક્ષાયિક, ચારિત્ર નિશ્ચય માનો. ભવિ. ૨

આત્મ સ્વભાવ રમણુતા નિશ્ચય, ચારિત્ર આત્મસ્વરૂપી;
શુભ ને શુદ્ધોપયોગે તરતમ, યોગે બ્રહ્મ સ્વરૂપી. ભવિ. ૩
નિજ આતમ ચારિત્ર વખાણો, શુદ્ધ પરિણામ સ્વભાવે;
નિરાસક્તિ ચારિત્ર નિજાતમ, નિર્લેપી મન દાવે. ભવિ. ૪
જલપંકજવત્ આતમ નિજ તે, સત્યચારિત્ર વિવેકે;
બુદ્ધિસાગર આતમ રંગે, લીનપણાની ટેકે. ભવિ. પ

---

## (૧૧૩)

## તપપદની ગુંહલી.

### રાગ ઉપરનો.

ભવિ તમે વંદો રે તપપદ અતિશય ધારી,
તપગુણ સેવો રે, ભાવે સહુ નર નારી.
બારભેદે તપ તપતાં નિર્મલ, કર્મ નિકાચિત નાસે;
બાહ્યેચ્છારોધક તે તપ છે, કર્મ તપે તે ઉલ્લાસે. ભવિ. ૧
પચ્ચાશ લબ્ધિ ઉપજે તપથી, અનંત શક્તિ પ્રગટતી;
રોગ શોક સહુ દૂરે નાસે, વાસનાવૃત્તિ વિઘટતી. ભવિ. ૨
પ્રવૃત્તિ નિવૃત્તિ યોગી, કર્મ કરે પણ ક્ષપિયા;
નિર્લેપભાવે રહેવું તપ છે, તપપદના ગુણ ખપિયા. ભવિ. ૩
નિજ આતમ તપરૂપી નિહાળી, દ્રવ્ય ભાવ તપ તપવું;
શુદ્ધોપયોગે રહેવું ઘટમાં, નામ પ્રભુનું જપવું. ભવિ. ૪
ગુંહલી ગરબી ભાગ બીજામાં, પંચોતરની સાલે;
નગર પાદરા ચોમાસામાં, રચી આતમગુણ ખ્યાલે. ભવિ. પ
તપાગચ્છ રવિસાગર ગુરૂજી, સુખસાગર ગુરૂરાયા;
ધર્મ ધુરંધર વીરની પાટે, પ્રેમે પ્રણમો પાયા.
મંગલ પામોરે જગમાં નર અને નારી. મંગલ. ૬
નવપદ આતમમાંહિ જાણો, નય નિક્ષેપ પ્રમાણો.
બુદ્ધિસાગર શુદ્ધ ઉપયોગે, આપોઆપ પિછાણો. મંગલ. મંગલ. ૭

---

( ૧૧૪ )

## શ્રી મહાવીર જન્મ જયંતી ગીત.

માતા ત્રિશલા ઝૂલાવે પુત્ર પારણે–એ રાગ

આજે મહાવીર જન્મ્યા જગમા આનદ આપવા,
કોટિ ચદ્ર સૂરજની ઝળકી જગમા જ્યોત,
પ્રગટ્યો ત્રણ ભુવનમા આનદમય ઉદ્યોત,
વિરમ્યા જડવાદી પાપી પડિત ખદ્યોત આ ૧

જગમા સાત્વિક આનદના વાયા શુભ વાયરા,
પામ્યા નારકીઓ પણ મનમાહિ આનદ,
રૂડા આનદના વરસ્યા બહુલા શુભ મેહુલા,
ભારત ઉલ્લસ્યુ હરખે પાપ પલાયા મદ આ ૨

રૂડી સર્વ દિશાઓ આનદ ઓઘે નીતરે,
ઠસો ઠસ દેવ દેવીથી ભરિયુ બહુ આકાશ,
ઇંદ્રો ગાવે હરખે ને નાચે ઇંદ્રાણીઓ,
ચાદા તેજે ભાસે રૂપાસમ આવાસ આ ૩

ગ્રહો ને લોકપાલ સહુ ગાવે વીરના ગીતડા,
વિશ્વોદ્ધારક પ્રભુનો જાણીને અહેવાલ,
પ્રભુને મેરૂપર ન્હવરાવે સુરપતિ ભાવથી,
રૂડી ભારત ઘરઘર પ્રગટી મગલમાલ આ ૪

બ્રાહ્મણ જાતિ હરખી બ્રાહ્મણ બીજ દ્વિજત્વથી,
હરખ્યા ક્ષત્રિયો બહુ ક્ષત્રી ઘર અવતાર,
ક્ષત્રીકુડનગરમા મગળ વાજા વાગીયા,
ન્હાના મોટા સહુને આનદનો નહિ પાર આ ૫

પ્રેમે આનદના શ્વાસો લે ભારત ગાજીને,
શાતિ આનદના ઉશ્વાસો લે નરનાર,
હરખ્યા ત્રિશલામાતા ને સિદ્ધારથ રાજવી,
હરખ્યા જોષીઓ જાણી ભારત ઉદ્ધાર આ ૬

ગણ વૈશાલી ચેટક મનમા આનદિયા,
ઘરઘર આનદ ઉત્સવ વર્તે જયજયકાર,

આખા ભારત દેશે ઘરઘર પુત્ર વધામણાં,
પ્રગટયો જગદ્ગુરૂ પ્રભુ મહાવીરનો અવતાર, આ. ૭

ત્રેવીશ તીર્થંકર ભાષિત ચોવિશમા જીનપતિ,
આજે પ્રગટયા જાણી સૌને થયો નિર્ધાર;
માળે બેસી કરતાં કલ્લોલો સહુ પંખીઓ,
કરતાં આનન્દ નાદો તેમ પશુઓ સાર. આ. ૮

સઘળે પ્રસિદ્ધ થઇ તેરસ મહાવીરના જન્મથી,
જગમાં મહાવીર તેરસ ઘેરેઘેર ગવાય;
સોનું રત્ન અને રૂપા હીરાના પારણે,
વીરને ઝૂલાવે ત્રિશલા માતા સુખદાય. આ. ૯

ત્રિશલા બોલે મારી કૂખે પ્રગટયા વીરજિન,
તેથી સતીઓમાંહી થઇ પ્રથમ શિરતાજ;
મ્હારી કૂખે આવ્યા ધર્મોદ્ધારક રાજવી,
રાખી ભારતજનની ધર્મતણી શુભ લાજ. આ ૧૦

પ્રભુની જમણી જાંઘે લંછન સિંહનું શોભતુ,
પ્રભુજી સિંહની પેઠે કરો પરાક્રમ બેશ;
દયાના ઉપદેશે નિર્દયતા ટાળી વિશ્વથી,
ટાળો નરનારી પશું પંખીના સહુ કલેશ. આ. ૧૧

વીરજીન એક હજાર ને લક્ષણુ આઠે શોભતા,
તેથી જાણ્યા ચોવીસમા મોટા જીનરાજ;
કેશીકુમાર મુખથી ત્રિશલા જાણી ગાવતી,
રૂડાં હાલરડાનાં ગીતો ગુણુ શિરતાજ. આ. ૧૨

જગમાં જોર પ્રકટતું જ્યારે હિંસા પાપનું,
કરતાં નરનારીઓ ત્રાહિ ત્રાહિ પોકાર;
જગમાં જુલ્મ ઘણા ને અંધકાર અજ્ઞાનનો,
ત્યારે તીર્થંકરનો જન્મ થાય નિર્ધાર. આ. ૧૩

ભારત આર્ય દેશમાં સોના સૂરજ ઊગીયો,
આજે જાગ્યું ભારત સર્વ દેશ ગુરૂરાજ;

સાથે જન્મ્યા કોઇક ગણધાર આદિ ઋષિયો,
જન્મ્યા દૈવી જીવો કરવા સંઘે સાજ આ. ૧૪
રૂડું ભારતનું તપ ફળ્યું જીનેશ્વર જન્મથી,
કરવા સર્વ વેદનો સાચો અર્થ પ્રકાશ,
જન્મ્યા જાણ્યા ઈંદ્રાદિકના વચને ભારતે,
પામ્યા ઋષિ તપસ્વી યોગીયો ઉલ્લાસ આ. ૧૫

બંદીખાનેથી છોડયા સઘળા બંદિજનો,
ભારત દેશ નગરમા ઉત્સવ બહુલા થાય,
નગરમા નાટારંભો ઠેર ઠેર થાતા ઘણા,
અમરાપુર સમુ ક્ષત્રીકુંડ સુખ ઉભરાય આ ૧૬
પ્રભુને જોવા આવે દેવદેવી નરનારીઓ,
જોપી જોગીઓ સહુ જોવા આવે દોડી,
વરસે સિદ્ધારથ ઘર કંચનની ખૂબ કોડીઓ,
પ્રભુની જગમા જોતા મળે ન બીજી જોડ,
વીરના તેજથકી કોઇ કરે ન જગમા હોડ— આ. ૧૭

પ્રભુજી તીર્થ સ્થાપશે સમવસરણમા બેસીને,
કરશે કેવલજ્ઞાને સત્ય ધર્મ ઉપદેશ,
ગણધર દ્વાદશાગી ગુંથી ધર્મ વધારશે,
જેથી ટળશે આધિ વ્યાધિના સહુ ક્લેશ આ. ૧૮
મહાવીર ભારત ઘર ઘર જ્ઞાનાગ્નિ પ્રગટાવશે,
કરશે દુર્ગુણોનો બોધથકી સંહાર,
સર્વે આર્યો એક સ્વરૂપી થઇને ચાલશે,
રાજા રંક સકલને સરખા હક નિર્ધાર આ ૧૯
સર્વે આર્યો દુઃખ બંધનને છેદી નાખશે,
ઊંચા નીચાનો રહેશે નહીં મન હંકાર,
સહુનો ન્યાય થશે સમભાવપણે જગ સારીઓ,
ટળશે હિંસા યજ્ઞો તથા મનુજ સંહાર આ ૨૦
થાશે પ્રજામંઘના રાજ્ય અને સુનીતિઓ,
રક્તથી ખરડાશે નહીં સર્વ પ્રજાનો સંઘ,

રાજા રૈયત સર્વે આત્મરૂપથી એક થઇ,
કરશે અરસપરસને સાહાય્ય ધરી મન રંગ. આ. ૨૧

પ્રભુજી આત્મજ્ઞાનથી બ્રાહ્મણ મુખ્ય કહાવશે,
ક્ષત્રી બનીને કરશે સર્વ કર્મ સંહાર;
જગત્‌માં ધર્મશૂરાનો ક્ષાત્રપણાથી જણાવશે,
અંતર વૈશ્ય બનીને કરશે ગુણ વ્યાપાર. આ. ૨૨

કેવલજ્ઞાની બનીને સેવા સહુની સારશે,
ગામોગામ કરીને પાદ થકી વિહાર;
સેવા ધર્મતણો ફેલાવો કરશે વિશ્વમાં,
ચતુર્વિધ સંઘ બનાવી કરશે જગ ઉદ્ધાર. આ. ૨૩

સાચી ભક્તિ સાચાં કર્મો જ્ઞાને જણાવશે,
વિચારો આચારોમાં થાશે બહુ ઉદાર;
દયાનો ફેલાવો કરશે ભારતમાં ભાવથી,
ઘરોઘર પંખીઓ માળા કરશે નિર્ધાર. આ. ૨૪

જીતી રાગદ્વેષને દુનિયા કરશે નિર્મલી,
આર્યો જૈનો જિનને અનુસરશે દિનરાત;
બ્રાહ્મણ આત્મજ્ઞાનીઓ બનીને વિશ્વ જગાવશે,
નવલું રૂડું પ્રગટ્યું ભારતનું પરભાત. આ. ૨૫

ચારે વર્ણો રૂઢિબંધન ખોટાં ત્યાગશે,
ઘરોઘર આત્મજ્ઞાનનાં પ્રગટાશે બહુ સૂત્ર;
સાચા વ્યવહારો વર્તાશે સાચી નીતિથી,
જ્ઞાનીઓ યોગી થાશે ભારત માતા પુત્ર. આ. ૨૬

ઘરોઘર બ્રહ્મ ભાવના યજ્ઞો શુભ પ્રગટાવશે,
જિનજી ચોવીશમો મહાવીરતણો અવતાર;
ભાખે ભવિષ્ય કેશી ઇંદ્રો ને બહુ ઋષિયો,
એવું સુણીને હરખ્યાં ભારતનાં નરનાર. આ. ૨૭

જયંતી વીર પ્રભુની ઊજવે સુરનર નારીયો,
વર્ત્યો ત્રણ ભુવનમાં જન મનમાં આનંદ;

પ્રગટ્યો સાત્વિક આનંદ માય ન લોકાલોકમા,
નાઠા મોહરાયના સઘળા સઘળા ફંદ આ. २८

ચૈતર તેરસ મહાવીર જન્મ જયતી ઉજવી,
સુરપતિ ઇંદ્રાણીઓ નદીશ્વરમા જાય,
માડે અઠ્ઠાઇ મહોત્સવ ત્યા ભાવે ભાવના,
ત્યાથી દેવલોકમા પહોચીને હરખાય. આ. २९

ક્ષત્રી કુંડ નગરમા દશ દિન ઉત્સવ માડિયો,
પ્રભુના મદિરોમા પૂજાઓ બહુ થાય,
જમણો જમતા સર્વે જાતિ નર ને નારીઓ,
દેવા દેશતણા નહિ રહેતા માહોમાહ્ય આ ३०

આજે વીરપ્રભુની જન્મ જયંતી ઉજવી,
સફળો જન્મ થયો ને ફળી હૃદયની આશ,
ભારત બ્રહ્મજ્ઞાનથી ગુરૂ બની સહુ દેશનો,
દેશે સ્વતત્રતા ને આત્મિક જ્ઞાન પ્રકાશ આ. ३१

ગાયકવાડી રાજ્યે નગર પાદરા શોભતુ,
જયતી વીર પ્રભુની કીધી હર્ષોલ્લાસ,
સવત્ ઓગણિશ પચોત્તરની રૂડી શાલમા,
ગાવે બુદ્ધિસાગરસૂરિ જ્ઞાન પ્રકાશ. આ ३२

---

( ११५ )

## શ્રી મહાવીર પ્રભુનું પારણું.

ત્રિશલા માતાનું ગાન. શ્રીમહાવીર પ્રભુનું હાલરડું.

વ્હાલો વ્હાલો હૃદયનો પ્રાણ, મહાવીર બાલુડો,
મારૂ સર્વ મનોરથ, સ્થાન, મહાવીર બાલુડો.
આખલડી અણીયાળી અમૂલી, જોતા તૃપ્તિ ન થાતી રે,
નાચે નચાવે આખ ઇસારે, નિર્મલ નેહે મોહાતી. મહા. १

બ્રહ્મતેજ આંખે ઉભરાતું, પ્રિયજનો ઝટ પરખેરે;
આંખ ઉલાળે વિશ્વ ઉલાળે, સહુ હરખાવી હરખે. મહા. ૨

કારમાં નયણાં લોકોત્તર શ્યાં, કાલજડાંને કોરે રે;
નાજુક નાનું નાક મજાનું, ઉભરે આનન્દ છોળે. મહા. ૩

દાડમકળી સમ દાંતની પંક્તિ, હંસ પંક્તિ ઝટ જીતે રે;
ઉપમાલાયક કોઈ ન જગમાં, અનુભવ રીત પ્રતીતે. મહા. ૪

હસતાં પુષ્પ ખરે જ્યમ મોતિ, હાસ્ય મધુરૂં સુહાતું રે;
સર્વ બ્રહ્માંડોની સહું લીલા, કરતું દીલ જણાતું. મહા. ૫

કાલજડું હરે કાલુ બોલી, કરે તન્મય મન ઠારી રે;
અદ્વૈત બ્રહ્મના મેળે ઝબોળે, પ્રેમોદધિ અવતારી. મહા. ૬

રક્ત કમલ અળતાનાં જેવાં, પુનિત પગલાં ભરતો રે;
ડગુમગુ ચાલી વિશ્વ ડોલાવે, છાતીએ બાઝી પડતો. મહા. ૭

ઉછળી આનંદઓઘ ઉછાળે, ખોળે પડી શુભ ખેલે રે,
અગુંઠો મુખમાંહી ચાવી, રમતો નવ નવ ગેલે. મહા. ૮

બાલપ્રભુ પારણીએ પોઢે, હાલરડે હુલરાવું રે;
પ્રભુનાં લક્ષણ પારણીયામાં, દીઠાં તે શું ? જણાવું. મહા, ૯

હાલો હાલો કરતાં હલાવે, ત્રણ ભુવનને પ્રેમે રે;
અકલ અલખ લીલામાં લચપચ, રહેતો જીવન ક્ષેમે. મહા. ૧૦

અનુભવ રમ્મત ગમ્મત કરતો, વિશ્વ જીવાડી જીવે રે;
ત્રણ ભુવન અંધારૂં નાઠું, પુત્ર પનોતા દીવે. મહા. ૧૧

વ્હાલ કરીને છાતી સરખો, ચાંપી આનંદ પામું રે;
બહિર અંતર બાલ પ્રભુના, રૂપે જગ સહુ નામું. મહા. ૧૨

પગ ઝાંઝરીએ જગ ચમકાવે, આંખથકી આકર્ષે રે;
આનંદ તેજે દેહ ભરેલી, પ્રેમ તેજે બહુ વર્ષે. મહા. ૧૩

ભૂમિ પડીને સામું જોતો, આંખ મીંચી કંઈ હસતો રે;
પાસે આવી ખોળામાંથી; કળા કરીને ખસતો. મહા. ૧૪

ખીલે ખીલાવે ઝુલે ઝુલાવે, હસે હસાવે રમાવે રે,
બ્રહ્મરૂપ તન્મયતા માટે, લાડ કરે ને લડાવે મહા ૧૫
સખીઓ આવો બાલ પ્રભુને, હેત કરીને રમાડો રે,
જગજીવન જગનાથ જીવન મુજ, દેખોને દિલ વ્હાલો મહા ૧૬

નવ નવ ચેતન ગુણો ખીલે, અનુભવ અને ઝીલે રે,
જીવન શક્તિ અમીરસ દીલે, તેજ સમર્પ્યું રમીલે મહા ૧૭
અંગોઅંગે રોમેરોમે, આનન્દ હેલી વિલસે રે,
કામણગારી કાયા ઉજ્વલ, દેખંતા દિલ ઉલસે મહા ૧૮

પ્રભુ બાલ મુજ ખોળે હુલાવુ, તન્મય થઇ ઝટ જાવુ રે,
મુખ પર ઝરમર જ્યોતિ ઝળકે, વ્હાલ કરીને વધાવુ મહા ૧૯
નાચે ગાચે ધાવે પ્રેમે, મીંચી આંખ ઉઘાડે રે,
જોઇ રહે મુજ સામું ધાતા, અદ્વૈત બ્રહ્મ જગાડે મહા ૨૦

વ્હાલ કરીને અંગે વળગે, ઝપે નહીં લાખુવારે રે,
વિશ્વાસીમા મહુવી સાચો, શુદ્ધ સરલતા ધારે મહા. ૨૧
કુદ્રતી શોભા સૌથી સારી, રવિ શશી વારી જાઉ રે,
બાલક ગજા આનદ તાજા, ગુણ કેટલા હુ ગાઉ મહા ૨૨

આત્મ પ્રતિબિંબ નિર્મલ ન્હાનુ, મલકે મુખથી મઝાનુ રે,
દિલથી દિલ પરખાવે નયને, મૌન રહી કહે છાનુ મહા. ૨૩
તૃપ્તિ ન પામુ લાડ લડાવે, પ્રભુ ખેલે મુજ ખોળે રે,
જન્મ સફલ થયો પુણ્યોદયથી, આવે ન કો મુજ તોલે. મ. ૨૪

અલંકારથી અંગ ઓપાવુ, ઝભલા સરસ પહેરાવુ રે,
દિલ આંગણીએ બાલુડાને, લય લાવી પધરાવુ, મહા. ૨૫
બાલુડાના લાડના લ્હાવે, હરખી ધાતોધાતે રે,
પૂર્યા પૂર્ણ મનોરથ પ્રભુએ, જાય જીવન હરખાતે મહા. ૨૬

કલ્પવૃક્ષ બીજ ચંદ્રની પેઠે, વધતો હર્ષ વધારે રે,
વૈરીને પણ વ્હાલો લાગે, ઘેલી બની અવતારે મહા. ૨૭

બાલુડા પ્રભુ આગળ ગાતી, ગરબો નવ નવ ગાને રે;
પ્રભુમય ગાનો તાનો જણાતાં, મને સમજાવે સાને. મહા. ૨૮
બાલુડામાં સર્વે ભર્યું છે, બાકી રહ્યું નહીં કાંઈ રે;
સર્વે મનોરથ ફળીયા મારા, રહી કલ્પવૃક્ષની છાંહી. મહા. ૨૯
જીવનમાં અમીરસ રેડાયો, પત્ની જીવન શુભ સિધ્યું રે;
કોટિ વર્ષતક નંદન જીવો, પ્રભુ ચુંબી અમૃત પીધું. મહા. ૩૦
રત્ન કુક્ષીને જનની શિરોમણિ, ત્રિશલા માત ગણાણી રે;
ત્રણ ભુવનમાં થઈ હું ચાવી, વિશ્વવત્સલ બ્રહ્માણી. મહા. ૩૧
અંબાદેવી શક્તિ પુરાણી, નામ અનેકે ગવાઇ રે;
દુનિયા શાંત્તિ શ્વાસ ગ્રહંતી, ઘરઘર કરતી વધાઈ. મહા. ૩૨
બાલા પ્રભુમાં દેવ દેવીઓ, પ્રિયપણું સહુ જોતી રે;
બુદ્ધિસાગર વારી જાઉં, પ્રભુને વધાવું મોતી. મહા. ૩૩

---